# વિજયા પ્રકાશન

વિજયા પ્રકાશન સાહિત્યનાં વિવિધ સ્વરૂપોમાં મનહર અને મનભર પુસ્તકો પ્રસિદ્ધ કરવાના શુભાશયથી પ્રારંભ પામેલી સંસ્થા છે. એના ગત પ્રથમ વર્ષમાં એ પ્રમાણે ચાર પુસ્તકો પ્રગટ થઇ ચૂકયાં છે, અને આ વર્ષમાં બાળકાવ્યો ને નાટકો પ્રકાશનને પંથે છે.

ફારસી સાહિત્યમાંથી ઉતરી આવેલા કાવ્યપ્રકાર ગઝલે આપણા સાહિત્યમાં પણ ઠીક સ્થાન જમાવ્યું છે. કાવ્યને વિદ્વદ્જનથી માંડીને સામાન્ય જન સુધી પહોંચાડવાની, એનો આસ્વાદ અભ્યાસિકોથી આગળ વધીને સમાજના અનેક સ્તર સુધી મણાય એવી એમાં શકિત છે. એની સરળતા ને સચોટતા, બે પંકિતમાં જ ઘણું કહી જવાની એમાંની શકયતા, એમાં રહેલા કાવ્યને આમજનતા સુધી પહોંચાડી શકે છે. આ કાવ્ય પ્રકારની આ જ એક આગવી સિદ્ધિ છે.

'ગુલઝારે શાયરી' આ ક્ષેત્રે ગણનાપાત્ર ઉમેરો કરવા પ્રારંભ પામેલી અને ઉચિત લોકાદર મેળવી ચૂકેલી આ સંસ્થાની દ્વૈમાસિક પુસ્તિકાશ્રેણી છે.

બીજા વર્ષની આ બીજી પુસ્તિકા છે. પ્રથમ પુસ્તિકામાં પ્રસ્તાવના ગુજરાતના પ્રખર વિવેચક શ્રી જહાંગીર ઇ. સંજાણાની મેળવી શકયા હતા, તે ઉપરાંત ગઝલસમ્રાટ શ્રી શયદાએ પણ બે બોલ લખી આપ્યા હતા. બીજાં વર્ષની આ અને હવે પછીની પુસ્તિકાઓની પ્રસ્તાવના એવાજ અગ્રણી મર્મજ્ઞ વિવેચક શ્રી રામપ્રાદ પ્રે. બક્ષીએ લખવાની સ્વીકાર્યું છે. અનેક રોકાણો વચ્ચે પણ આ સ્વીકાર્યા બદલ અમે એમનાં અત્યંત ઋણી છીએ. આ સ્થળે ગત વર્ષે પ્રસ્તાવના લખી આપનાર વિદ્વાન સાહિત્યકાર શ્રી જયોતીન્દ્ર હ. દવેનો પણ આભાર માનીએ છીએ આ શ્રેણી પ્રગટ કરવામાં અમને સહાયરૂપ થઈ પડેલા સૌ શાયર-મિત્રો તથા અન્ય વડિલો ને સ્નેહિઓનો આભાર વ્યકત કરીએ છીએ.

આ આખી યે શ્રેણીનું સંપાદન કુલીન વોરા કરે છે. આ શ્રેણી અમે બન્ને અમારાં બંનેના માતાપિતા શ્રી વિનોદબાળા કનૈયાલાલ વોરા, શ્રી કનૈયાલાલ વોરા અને શ્રી રમણબાળા નંદકિશોર વૈદ્ય તથા શ્રી નંદકિશોર વૈદ્યને માત્ર 'પિતરો વન્દે' એટલું જ કહીને અર્પણ કરીએ છીએ.

૧૫ એપ્રિલ ૧૯૬૨. —પ્રફુલ્લા કુ. વોરા

# 'ગુલઝારે શાયરી'ની શ્રેણીમાં શ્રી મરીઝની પુસ્તિકાને મળેલા આવકાર

### સર્વાંગી સુંદર ગઝલો

'ગઝલકાર અને નઝમકાર તરીકે શ્રી 'મરીઝ'નું ઉચ્ચ સ્થાન ગુજરાતી સાહિત્યમા નક્કી થઇ ચૂકેલી બિના છે. ગુજરાતના સુપ્રસિદ્ધ ગઝલકાર શ્રી 'મરીઝ'ની ગઝલોની આ પુસ્તિકા અતિ આવકારપાત્ર છે–સર્વાંગી સુંદર ગઝલો જેને વાચવી હોય તે ભાઈ 'મરીઝ'ની ગઝલો વાંચે અને તેનો રસાસ્વાદ અનુભવે.'

૨૪–૩–૬૨ —ચન્દ્રકાંત શાહ
તંત્રી ચિત્રપટ



### પ્રાણવાન અને પ્રેરણાદાયી

'શ્રી કુલીન વોરાના એક સ્તુત્ય પ્રયાસનું સુફળ ગુજરાતના ગઝલકાર શાયરોને અને ગુજરાતની રસભોગી જનતાને મળી રહ્યું છે. એમણે આધુનિક યુગના ગઝલકારોના સર્જનને પુસ્તિકા સ્વરૂપે ગુજરાતની જનતાને ચરણે ધરવા પ્રયાસ આદર્યો અને એમાં એમને ઘણે અંશે સફળતા પ્રાપ્ત થઇ છે.

ગુજરાતની ગઝલકલામાં નવો પ્રાણ ફૂકનાર ભાઇ 'મરીઝ'ની ગઝલોની આ પુસ્તિકા કદમાં અને દેખાવમાં જેટલી નાનકડી છે એટલી જ ગઝલક્ષેત્રે પ્રાણવાન અને પ્રેરણાદાયી છે. ચિંતન અને મનન કરનાર ગઝલપ્રેમીઓ માટે એ અત્યંત મુલ્યવાન છે. ગઝલના ચાહકોને ભાઈ 'મરીઝ'ની ગઝલોની આ પુસ્તિકા વાંચવાનો અને એનો રસાસ્વાદ માણવાનો ભારપૂર્વક આગ્રહ છે.

૧ લી મે ૧૯૬૨.

—નુરી
'મેમન વેલફેર'

# શ્રી 'સગીર'નું કવન

ગરવી અને ગંભીર, સરલ અને સૌમ્ય-એવી છે ભાઇશ્રી સગીરની પ્રકૃતિ અને એવી છે એમની ગઝલો.

મુશાયરામાં એમનું ગઝલનું પઠન આવેશ વિના, ઉમળકાના ઉછાળા વિના, એમના ખ્યાલની ખૂબીથી સાંભળનારાની દાદ પામે, વાહ વાહ મેળવે.

ગુજરાતમાં, ગુજરાતીમાં, ગઝલને લોકપ્રિય બનાવવામાં શ્રી શયદાને એમનો સાથ હતો. ગઝલ માટેનો એમનો પ્રેમ અને પક્ષપાત કેવો હતો તે ઇ. સ. ૧૯૫૨ માં પ્રકટ થયેલો એમની ગઝલોનો પહેલો સંગ્રહ-'સગીરની ગઝલો'-એમાં આપેલી કૃતિ 'ગઝલ' બતાવી આપે છે:-

'આ અરબ ઈરાન ને ઉર્દુ તણી,
થૈ ગઈ ગુજરાતને પ્યારી ગઝલ.

*

સર્વ ભાષાઓની ઓઢી ઓઢણી
દેહથી નિજના ગઈ દીપી ગઝલ.
તુજને ઓ ગુજરાત લોહિથી લખી,
ભેટ આપે છે 'સગીર' નિજની ગઝલ.

એ 'સગીરની ગઝલો' માં ૫૪ ગઝલો છે તેમાંથી ૬ આ સંગ્રહમાં લેવામાં આવી છે. અને બાકીની ત્યાર પછીની આમાં મૂકવામાં આવી છે.

ગઝલનો વિષય આજે માત્ર પ્રેમ-ઇશ્ક હકીકી કે ઇશ્ક મજાજી-નથી રહ્યો: આશિક અને માશૂક, બહાર અને ચમન, ગુલ અને બુલબુલ, શમા અને પરવાના ઉપરાંત જીવનનાં સુખદુઃખ, દોસ્તી અને દુશ્મનીનાં રહસ્ય; જિંદગી અને મોતના ભેદ, એવા એવા ગહન વિષયોને ગઝલમાં ખૂબ સ્થાન મળ્યું છે. આવા વિષયો અને એને રજૂ કરતી મુલાયમ ભાષા શ્રી સગીરની ગઝલોમાં નજરે પડે છે.

અને અનેક ભાષાઓની 'ઓઢણી' ઓઢનારી શ્રી સગીરની ગઝલમા શમા, મહેફિલ, મંઝિલ, કાફરો, ચમન અને તૌબા જેવા શબ્દોની પંગતમા ઘૃણા, હૃદયદ્વાર, પ્રતિજ્ઞા, કુદરતિ, પ્રણયભાષા, ત્રિકાળ જેવા શબ્દો પણ આવી બેસે છે

**'આંખ દોષિત કે રૂપ દોષિત છે,**
**આ તો અધરો હિસાબ છે બિલકુલ'**

એવી રચની સમસ્યા, 'સત્ય તુજ ઇન્તખાબ છે બિલકુલ' જેવું કવિતાની કલાનુ રહસ્ય અને—

**'ઊડે ન ગગનમાં તું, ગગન તુજ મહીં ઊડે,**
**ઓ રજ! હું દઉં એટલો વિસ્તાર અહીં આવ!'**

એમાની ખુમારી, આવી આવી શેરો શ્રી સગીરની ગઝલમા અવાર-નવાર દેખાતી ચમક છે. એમની ગઝલોનો ભાવ છાનો રાખવાની કોશિશ છતા છાનો ન રહે એવી એમની ઇબારત છે, અને એથી જ કદાચ એમણે કહ્યું છે.

**'મેં ચાહ્યું ઘણું કે રહે ભાવ છાનો ✓**
**સમજદાર સમજી ગયા મુજ કવનમાં'**

અને એમના એ કવનમા દુનિયાની સારી અને નેક સમજદારીભરી છે ઇન્સાનિયતનો એમનો પક્ષપાત ભર્યો છે. અને દિલની દાનાઇ એમણે પોતાની શાયરીમા રેડી છે, છતા એમને તો હજી એનો અસંતોષ જ રહ્યો હોય એમ એઓ કહે છે –

**'ચિતારો ચીતરે છે દિલ, હશે આકાર એ કેવળ**
**। તમન્ના હોય દિલમાં, દિલના નકશામાં નથી હોતી'**

**'હું સમજી વાત એ લઉં છું, જે વાચામાં નથી હોતી,**
**મઝા જે શબ્દ શોધમમાં છે, વ્યાખ્યામાં નથી હોતી.'**

**—રામપ્રસાદ પ્રે. બક્ષી.**

# શ્રી. સગીરનું જીવન

**ઘૃણાથી મને જોઇને જાનાર અહીં આવ**
**દૃષ્ટિથી હું દૃષ્ટિને કરું પ્યાર અહીં આવ.**

માનવતાવાદી શાયરનું આ જ હોય છે દૃષ્ટિબિન્દુ. શાયરનું ગાન માત્ર ઇશ્કની આલમમા જ રમીને શમી નથી જાતું,–કેટલાકની આ વિશેની આવી માન્યતા ભૂલ ભરેલી છે. શાયર પણ આપણી આલમની બીજી અનેક ઊર્મિઓને પોતાના દિલમાં ઘૂંટીને ગાનમા વહેવડાવતો હોય છે.

આ પુસ્તકમાં જેની શાયરીઓ આપ વાંચશો તે શાયર શ્રી 'સગીર' પણ ગુજરાતના પ્રતિષ્ઠિત શાયર છે. ગુજરાતમા શ્રી. શયદાથી ગઝલનો જે નવો જુવાળ પ્રસરવા માંડયો ત્યારના એ શ્રી શયદાની સાથે ગુર્જરી ગઝલની સેવા કરી રહ્યા છે. ગુજરાત ગઝલ મંડળના સ્થાપકોમાંના તેઓ એક છે. આજ સુધીમા એમની કલમમાંથી અનેકાનેક ગઝલો વહેતી રહી છે. એની ગુણવત્તા પણ એટલી જ સમૃદ્ધ બનતી રહી છે.

શ્રી. સગીરનો જન્મ મુંબઇમાં જ થયો અને તે પણ આ સદીના જન્મની સાથેજ. એટલે કે ૧૯૦૧માં તેઓનું મૂળ વતન કચ્છ છે અને તેમનું ફઇએ પાડયું નામ છે ગુલામહુસેન મહમદ સગીર.

તેઓ સ્વભાવના ખૂબ જ સાલસ, પ્રીતિપાત્રને આદરણીય છે. એમની સાથેની મારી એક મુલાકાતના ચારેક કલાકે તો મને એમનાં

નિખાલસ દિલનો અન્ડો પરિચય કરાવી દીધો. નમ્રતા અને સાદાઈથી પણ તેમનું દિલ ઝૂકે છે. એને જ કારણે આ લેખનો પ્રારંભ કરતા સ્વાભાવિક રીતે જ એમનો ઉપયો ગેર માટે હોઠે આવી ગયો, કલમે ટપકી પડયો.

તેઓ બાળપણમા ખૂબ તોફાની અને શાળાજીવન તો લગભગ નહિવત્ વીતાવેલું. એટલે અભ્યાસ વ્યવસ્થીત તો કરાયો જ નહિ, પરંતુ એમના એક કાકા વિદ્વાન હતા. એમને આ ભત્રિજામા ખૂબ રસ હતો. એમણે એમને વાચનનો નાદ લગાડયો.

શ્રી 'સગીર'ની કલમ નાટયક્ષેત્રે પણ વિહરી છે. એઓ કચ્છના વતની એટલે સહેજે એમની નજર કચ્છના ઇતિહાસ પર ઠરી. 'સાચો સેવક' નામે એમણે લખેલુ નાટક કચ્છના રાવ શ્રી ખેંગારના જીવનની આસપાસ રચાયું. ધી પારસી એમ્પાયર થિયેટ્રીકલ કંપનીએ અમદાવાદ વિરમગામ વગેરે સ્થળોએ એના ખેલો રજૂ પણ કર્યા હતા.

શ્રી 'સગીર' કવિતા લખવાનો પ્રારંભ ૧૪-૧૫ વર્ષની વયથી જ કર્યો હતો. ઉપનામ તરીકે 'સગીર' પણ એટલે જ એમણે સ્વીકાર્યું. એમની ગઝલોનો એક સંગ્રહ ૧૯૫૧ મા 'સગીરની ગઝલો'ને નામે પ્રસિદ્ધ થઇ ચૂકયો હતો.

જીવનના બાસઠમે વર્ષે પણ તેમની ગઝલ લેખન પ્રવૃત્તિ એવી જ સુંદર ચાલે છે, અને સતત ચાલુ રહે એવી અભ્યર્થના.

*

## શબ્દોમાં

આ નથી કૈં વિચાર શબ્દોમાં,
દિલનો છે ચીત્કાર શબ્દોમાં.

સેંકડો ઇન્કિલાબ જોઉં છું,
હું મહોબ્બતના ચાર શબ્દોમાં.

ઝિંદગીમાં ભળી ગયા મારી,
જે ન આવ્યા વિચાર શબ્દોમાં.

એક ઇશારામાં કો', ગયો સમજી,
કો' ન સમજ્યો હજાર શબ્દોમાં.

એમના રૂપ સમ નથી કોઈ,
કેમ આપું ચિતાર શબ્દોમાં?

દિલ તો પથ્થરનું એ ધરાવે છે
એમ તો છે ઉદાર શબ્દોમાં

મારી આંખોથી આપ સમજી લ્યો,
શું બતાવું હું પ્યાર શબ્દોમાં!

એમનું નામ વાતમાં આવ્યું,
જાણે આવી બહાર શબ્દોમાં.

બોલવા જીભ ઊપડી જ નહિ,
શો હતો હાય! ભાર શબ્દોમાં.

વાત મુદ્દા તણી નહિ આવી,
કોઈના બેશુમાર શબ્દોમાં.

માત્ર મુજને મજા મળી એની,
જે ન આવ્યા વિચાર શબ્દોમાં.

કોણ જાણે હૃદયથી છે કે નહિ,
ખૂબ છે આવકાર શબ્દોમાં.

એનો વિશ્વાસ શો? જે રાખે છે,
રાત દિલમાં, સવાર શબ્દોમાં.

મારી દૃષ્ટિએ કાવ્યની વ્યાખ્યા,
પ્રેરણાનો વિહાર શબ્દોમાં.

મૌનને શી ખબર 'સગીર' હશે,
વિશ્વના વ્યવહાર શબ્દોમાં.

*

## નકશામાં નથી હોતી

હું સમજી વાત એ લઉં છું, જે વાચામાં નથી હોતી,
મઝા જે શબ્દ બોધમમાં છે, વ્યાખ્યામાં નથી હોતી.

હૃદયને, વ્યકત કરવાને ઇશારત માત્ર સાધન છે,
કલા સહજે અલૌકિક એવી ભાષામાં નથી હોતી.

અજબ દિવાનગી એની; ગજબની મારી મજબૂરી,
દિલ એ વસ્તુને ઇચ્છે છે, જે દુનિયામાં નથી હોતી.

ગુન્હો કરવાની દિલગીરી, ક્ષમાની ભાવનાઓ પણ,
એ તૌબા તોડનારાઓની તૌબામાં નથી હોતી.

એ મેળવવાને માટે ખૂબ મહેનતની જરૂરત છે,
સફળતા, દોસ્ત મારા, કાંઇ રસ્તામાં નથી હોતી.

જે ઇચ્છું છું નથી મળતું મને એ બદનસીબી છે,
મળે છે એ જ વસ્તુ જે તમન્નામાં નથી હોતી.

મહત્ત્વ રાખવા નીજની, જરૂરી છે કે દૂર હોવું,
કદર સાચી હમેશાં સાથ હોવામાં નથી હોતી.

ચિતારો ચીતરે છે દિલ, હશે આકાર છે કેવળ,
તમન્ના હોય દિલમાં, દિલના નકશામાં નથી હોતી.

'સગીર' સર્વસ્વ મુજ અર્પું છું એને એમ સમજીને,
જે દેવામાં મઝા હોયે છે, લેવામાં નથી હોતી.

*

## થૈને રહી!

પ્રેમમાં જે દુર્દશા થઇને રહી,
એ જ મારી નામના . થઇને રહી.

ભુલ પર એણે ક્ષમા આપી મને,
એ ક્ષમા મારી સજા થઇને રહી.

ઝિંદગી અંતે બળીને રાખ થઈ,
આગ જીવનમાં યુવા થઇને રહી.

ધૂન મંઝિલની હતી એવી જ કૈં,
ખાક કેડીની શમા થઇને રહી.

સાથ ના છોડયો વિચારોએ કદી,
મારી એકલતા 'સભા થઇને રહી.

કૈં અસર એવી રહી'તી પ્રેમમાં,
આપદાઓ પણ મઝા થઇને રહી.

શું બની જાતે ખતા કોને ખબર!
જ્યારે મુજ તૌબા ખતા થઇને રહી.

થઈને તારો ગર્વ હું કરતો રહ્યો,
એ ગરૂરી નમ્રતા થઇને રહી.

ઝિંદગાનીમાં ખુશી એકજ મળી,
હાય કિસ્મત! તે વ્યથા થઇને રહી.

*

મારી સાકીનું મનોબળ તો જુઓ!
એની મરજી ઘટા થૈને રહી.
એમ તો એમાં નહિ શું શું હતું ?
ઝિંદગી, પણ વેદના થૈને રહી.
દિલને આઝાદી ઘણી વા'લી હતી,
પણ મહોબત શૃંખલા થૈને રહી.
શી ખબર એની નજરમાં શું હતું ?
સર્વ વસ્તુઓ પ્રભા થૈને રહી.
ભાગ્યના દુર્ભાગ્ય પણ કેવા હતા,
જેમની આશિષ બલા થૈને રહી.
દિલ તો આશાઓથી છલકાતું હતું,
દર્દના માટે જગા થૈને રહી.
વિરહમાં ચાહ્યું મઝા આપે નિશા,
પણ થવા વાળી ઉષા થૈને રહી.
દર્દ પહેલાં દિલ હતું મારું અશાંત,
વેદના એની દવા થૈને રહી.
બેવફા તેઓ હતા જો કે 'સગીર',
પણ અમારાથી, વફા થૈને રહી.

*

## અહીં આવ

ઘણાથી મને જોઇને જનાર, અહીં આવ,
દષ્ટિથી હું દષ્ટિને કરૂં પ્યાર, અહીં આવ.

હું જોઉં છું તુજ વાટ કોઇ વાર અહીં આવ,
રાખું છું ઉઘાડાં હું હૃદયદ્વાર અહીં આવ.

ઓઝલની પ્રતિજ્ઞા છે તો ઓઝલમાં રહીને,
બંધ આંખે કરું તારા તું દિદાર અહીં આવ.

અંજાશે નહિ મારી કદિ પ્રેમની દૃષ્ટિ,
તું છો ને કરી રૂપના શણગાર અહીં આવ.

મસ્તોની આ મહેફિલ છે, તું હાલતમાં ગમે તે,
કંઈ પણ નથી બંધન અને વહેવાર, અહીં આવ.

છે કલ્પના જીવન ને જગત સત્ય નથી કૈં,
એ મર્મના સમજાવું તને સાર, અહીં આવ.

અસંખ્ય અજાણી હું તને વાત સુણાવું,
ગણ મુજને દિવાનો, ન સમજદાર, અહીં આવ.

પીંછીથી નહીં, ચીતરું છું દૃષ્ટિથી ચિત્રો,
જોવાને કલા મારી, કલાકાર, અહીં આવ.

ત્રિકાળના મુજ જ્ઞાનથી પૂરી હઉં રંગો,
એ ભાવિ જગત કેરા તું આકાર, અહીં આવ.

ઊડે ન ગગનમાં તું, ગગન તુજ મહીં ઊડે,
એ રજ! હું હઉં એટલો વિસ્તાર, અહીં આવ.

આવી જ 'સગીર' જાઉં ઘણે દૂરથી પાસે,
બસ એટલું કોઇ કહે ચાહનાર, અહીં આવ.

## ભેટ

તુજને એ ગુજરાત! લોહીથી લખી
ભેટ આપે છે 'સગીર' નીજની ગઝલ.

# માગે છે

નવા રંગોથી રંગાવા નવા આકાર માગે છે,
નવી દુનિયા નવી આંખો નવા શણગાર માગે છે.

પ્રણયભાષા અનોખી છે, નથી મહોતાજ શબ્દોની,
ન એ ઉચ્ચાર માગે છે, ન એ ઉદ્‌ગાર માગે છે.

અહીં રસ્તા મળે છે તે છતાં મંઝિલ નથી મળતી,
જગત આખું અનોખો કોઈ દોરવનાર માગે છે.

દિવાનાનું અહીં શું કામ, કર છેલ્લી સલામ એને,
દિલ, આ મહેફિલ તો એવી છે, જે વહેવાર માગે છે.

જગત ટૂંકું પડે છે એની હદ રોકી રહી એને,
વધુ અવકાશી પણ મસ્તી મુજ વિસ્તાર માગે છે.

એ નાદાની છે એની કે હકીકત પર નથી જાતી,
નજર જોવા બધી વસ્તુ પરે શણગાર માગે છે.

કબૂલી લે યદી તું ઈશ તો હું કંઈ નવું માગું,
નહી માગીશ એવું જે સકળ સંસાર માગે છે.

જવું કે બેસવું એ આપની મંજૂર છે મરજી,
સભામાં આપનો કોઇ ફકત અણસાર માગે છે.

## સપનમાં

વિચારો જ નિષ્ફળ હતા મુજ જીવનમાં
લઇ રૂપ શબ્દોનું આવ્યા કવનમાં,
કદી છે ખુશીમાં, કદી છે રૂદનમાં
નથી થાતું જીવન કદી એક વહનમાં.
હતી એના યૌવનની છાયા ચમનમાં
હતું રૂપ એનું સમાયું સુમનમાં,
ન છે પ્રશ્ન સીધો, ન ઉત્તર છે સીધો
છે કે મારા મનમાં, છે કે એના મનમાં.
ઇશારાથી જો આપ સમજો તો સારૂં
નહીં ભાવ આવી શકે જો કથનમાં,
ખુશી તારી તું આવકારે, ન કારે
હું ભૂલીને આવ્યો છું તુજ અંજૂમનમાં.
ભલે તું ન આવે ન આવે હું તુજને
નિહાળું છું નયનોમાં પાંપણ મિલનમાં,
મેં ચાહ્યુ ઘણું કે રહે ભાવ છાનો
સમજદાર સમજી ગયા મુજ કવનમાં.
વસો આવી અહીંયાં આ પૃથ્વી છે જન્નત
અરે, ચાંદ તારાઓ! શું છે ગગનમાં?
છતાં થૈ ગયા બેઉ મહેફિલમાં અંતે
ગરૂરી મહીં તે, હું મારા નમનમાં.
સગીર દિવ્ય મંઝિલ મળે કાફલાથી
અરે આ તો છે એક સપનું સપનમાં.

# પહેલાં

ન ઊગ્યાં'તાં સુમન પહેલાં, ન ખીલ્યું'તું ચમન પહેલાં,
પ્રફુલ્લિત ક્યાં હતું વિણ પ્રેમ મુજ વેરાન મન પહેલાં,
કદમ મારા ઉપાડ્યા છે હવે તો મોત કે મંઝિલ,
રહ્યું જોવું જ કે થાયે છે કોનું આગમન પહેલાં.
મૃત્યુ પણ ઝિંદગી થ'ને રહે તારું જગત ભરમાં,
મરણ શોભાવવા માટે બનાવી લે જીવન પહેલાં.
અરે ! આ ઝિંદગી. આ જગ ને સંજોગ, શું કહીએ ?
હતો આઝાદ હું નિજ આત્મને દેહના મિલન પહેલાં.
યુવાની આવતાં આવી હજારો રંગની ઇચ્છા,
નહિ ખીલી હતી· એવી હૃદયની અંજુમન પહેલાં.
ન ડર એના થકી દિલ તું કસોટી કાજ એ તુજ પર,
દયા દેખાડવા માટે કરી લે છે દમન પહેલાં.
તૃષા સાગરથી છીપાતી નથી મારી હવે સાકી,
બહુ સારું થતે કરતે નહિ જો આચમન પહેલાં.
કળી જો કે હસે છે, પણ કલા હસવા તણી ક્યાં છે ?
નિહાળી લેત હસવા આપનું 'હસતું વદન પહેલાં
સગીર એના દિલાસામાં છુપાઈ છે અદાવત પણ,
મને એ ઘાવ કરવાને દીયે છે સાંત્વન પહેલાં.

## ઇન્સાન પણ!

ક્યારે ક્યારે સમજુઓ થૈ જાય છે નાદાન પણ.
સ્વાર્થને કારણ બને છે માનવી હેવાન પણ.
કોઈની દુનિયા હંમેશાની બની રે'તી નથી,
શાંત છે એ જેટલી છે એટલી મસ્તાન પણ.
એ ન હોત તો પછી સંજોગ પણ હોતે નહિં,
બેઉ દુશ્મન થૈ ગયા મુજ દેહ પણ ને જાન પણ.
કોઈ પણ નીચું નથી ને કોઇ પણ ઊંચું નથી,
અસ્લમાં તો એક છે ભિક્ષુક ને સુલતાન પણ.
તું યદિ ચાહે તો બંને હાલમાં ચમકી શકે,
બેઉ છે ચમકાવનારા નાશ પણ ઉત્થાન પણ.
દિલને બહેલાવવા શોધું હવે દુનિયા નવી,
એને અણગમતાં થયાં વસ્તી અને વેરાન પણ.
નિજની સાથે ધીરે ધીરે એમને ભૂલી ગયો.
પ્રેમમાં બન્ને ગુમાવ્યાં ધ્યાન પણ ને ભાન પણ.
હું હવે ટેવાઇ ચૂકયો વિશ્વના વહેવારથી,
એકસરખાં થૈ ગયાં છે માન પણ અપમાન પણ.
આ જગતથી પણ હશે સારું જગત કોઇ 'સગીર'
આપણાં કરતાં હશે સારા કોઈ ઇન્સાન પણ.

## બિલકુલ

પ્રેમ વસ્તુ અજાબ+ છે બિલકુલ
એ સમજવું ખરાબ છે બિલકુલ

પ્રશ્ન પર મારા એની ખામોશી
મનને ગમતો જવાબ છે બિલકુલ

જો જો આંખોમાં દિલ નહિં આવે
આંખ ખુલ્લી કિતાબ છે બિલકુલ

ભાન હોતું નથી યુવાવયમાં
આ અવસ્થા ખરાબ છે બિલકુલ

ચિત્ર તારૂં પડ્યું પસંદ તને
સત્ય તુજ ઈન્તખાબ છે બિલકુલ

ભાવના જો 'સગીર' હો ઉત્તમ
દિલ તો એવું ગુલાબ છે બિલકુલ

*

+ પ્રકોપ

[૨૨]

## જાઉં છું !

હું બધા સંજોગનો સ્વીકાર કરતો જાઉં છું,
ઝિંદગી સામે ધરી પડકાર કરતો જાઉં છું.

હું તમન્નાઓ દઉં છું, હું દઉં છું પ્રેરણા
રણ અને જંગલ મહીં ગુલઝાર કરતો જાઉં છું.

પ્રેમ ને ખ્યાતિ મળે ઉન્માદથી મારા અધિક,
એ જ કારણ કોઇને પણ પ્યાર કરતો જાઉં છું.

છો ફળે કે ના ફળે ! મારી તો કે'વાશે જરૂર,
નિજ હૃદયમાં આશના અંબાર કરતો જાઉં છું.

ઓ દિવાના ! તું દિવાનો કયાં નહિ કહેતો મને !
પ્રેમના ઉન્માદને વે'વાર કરતો જાઉં છું.

હું વધુ કોમળ બનું છું દુઃખ વધુ સહેલું બને,
દુઃખનો પણ એ રીતથી સહકાર કરતો જાઉં છું.

પુષ્પને આશ્ચર્ય થાયે, થાયે ઈર્ષા રૂપને,
શોભનારા નિત નવા શણગાર કરતો જાઉં છું.

હું મટાવું છું મને કે જીત થાયે નાશની,
નાશનો પણ એ થકી ઉદ્ધાર કરતો જાઉં છું.

જો બધા હો મિત્ર તો, એ ઝિંદગીની શી મજા ?
શત્રુઓ પણ એટલે બેચાર કરતો જાઉં છું.

છું સમજમાં તે છતાં પણ જાણતો સે'જે નથી,
દિલથી કોના નામનો ઉચ્ચાર કરતો જાઉં છું.

રોજ આશાઓ નવી છે, રોજ છે ઇચ્છા નવી,
ઝિંદગી છે ભાર એ પર ભાર કરતો જાઉં છું.

એક બેથી આંખની કાળાશ ધોવાશે નહિં,
એટલે મુજ આંસુઓની હાર કરતો જાઉં છું.

કોણ જાણે અરે કોઇના માટે અરે ! શા કારણે ?
ધીરે ધીરે ઝિંદગી મુજ ખ્વાર કરતો જાઉં છું.

એ ખુદા જાણે 'સગીર' કે અંત કેવો આવશે,
ફૂલ જેવી ઝિંદગીને ખાર કરતો જાઉં છું..

## તમાશા થાતે !

હું અરે ! હું ન થતે ને હું જો દુનિયા થાતે !
હું તમાશો ન થતે મુજમાં તમાશા થાતે.

શું હૃદય ચીજ છે ? શું દર્દ છે ? તે જાણતે હું,
કોઇ પ્રેમીનાં હૃદયની યદિ આશા થાતે !

મારી મસ્તીને મળી જાત અરે, ક્ષેત્ર વિશાળ,
હું જ ને હું જ હતે, હું યદિ દરિયા થાતે !

હું યદિ પુષ્પ બની જાત, તો હદ બા'ર જતે,
જોઈ જોઇ મને સૌંદર્યને ઈર્ષ્યા થતે.

હર્ષ ને શોકના એ ખેલ હું ખેલી જાતે.
માનવી લેત મજા હું યદિ ઇચ્છા થાતે.

કેમ ના ચંદ્ર થયો ? કેમ ન દિપક હું થયો ?
મારા પ્રેમી તો ચકોરો ને પતંગિયાં થાતે.

પ્રેમી કોઈનો થયો હું નહિ માનવ થૈને,
પ્રેમમાં ડોલતે બુલબુલ કે પપીહા થાતે.

ખેલ મુજ જોઇ પડી જાત તમન્ના ફીકી,
કોઈના દિલની 'સગીર' હું જો તમન્ના થાતે.

*

## રચાઈ છે

કદી હુશિયાર થઈ ગઇ છે તો ક્યારેક [illegible] છે,
પ્રસંગોમાં જ એવા ઝિંદગાની વેડફાઈ છે,

તમો જાશો તો શું રહેશે ને જે રહેશે તે [illegible],
તમારા રૂપથી આ શોભતી મહેફિલ રચાઈ છે,

જીવનભર ઝિંદગીને મારી હું પોતાની [illegible]
કઝા આવી તો સમજાયું મને કે એ પરછાઈ છે,

કહી દો મૃગજળને કે નહિં તું છેતરી શકે,
ઘણા એવા પ્રસંગોથી ગઇ દૃષ્ટિ ઘટાઇ છે,

ભલે કેડી અજાણી હો, ભલે મંઝિલ અનદીઠી હો,
અમારી શોધ સામે ચીજ કયાં કોઈ પરાઇ છે,

હમેશાં તો ઠગી શકશો તમે ના વેશપલટાથી,
થશે હુશિયાર કાલે આજ જે આંખો ઠગાઇ છે,

અરે આ ચર્મચક્ષુમાં અને હો નૂર, સૌ ખોટું,
ખરું છે એ જ એમાં આપ છો તો રોશનાઈ છે.

આ મંઝિલ પર જનારા કાફલા ના ભૂલશો હરગિઝ,
અમારા પગ તણા ચિહ્નોથી આ કેડી રચાઈ છે.

બધા છે માણસો એમાં 'સગીર' ઇન્કાર પણ કયાં છે,
ખરા તો એ જ માણુસ છે કે જેમાં માણુસાઇ છે.

## કદી હસું છું, કદી રડું છું

કંઇ જ સમજ્યા વિના જીવનમાં, કદી હસું છું, કદી રડું છું,
હું મારી આવી દશાથી મનમાં, કદી હસું છું, કદી રડું છું.

સભામાં કેવું રહે છે વર્તન તમારું, મુજથી ન પૂછો,
કહું છું ટૂંકાવી અંજુમનમાં, કદી હસુ છું, કદી રડું છું.
ખુશી ગમીની અસર તો થાયે છે, કિન્તુ દેખાવ એકરંગી,
હું છાને છાને ઘણું જીવનમાં, કદી હસું છું, કદી રડું છું.

સુમનનું હસતું જીવન બહારે બીજામાં હાલત ખરાબ એની,
નિહાળી હું આ દશા ચમનમાં, કદી હસું છું, કદી રડું છું.

મળેથી મંઝિલ રહી અધુરી હતી તમન્ના જે પથગમનની,
હું આ થવાથી 'સગીર' મનમાં, કદી હસું છું, કદી રડું છું.

## છેવટ સુધી

ખીલતું રહેતું નથી સ્વયં ચમન છેવટ સુધી,
તો પછી ક્યાંથી રહે હસતું સુમન છેવટ સુધી.

એ બહુ સારું થયું નહિ તો દિવાનો થઇ જતે,
મર્મની વાતોને એ સમજ્યો લવન છેવટ સુધી.

છો વિશાળે છે ગઈ આવી ઉષા, સંધ્યા, નિશા,
સાચવી શક્યું નહિ કોઇને ગગન છેવટ સુધી.

કેમ આવ્યો, કેમ બેઠો, કેમ હું ચાલ્યો ગયો,
પારખી તેઓ શક્યા ના મારું મન છેવટ સુધી.

હર મજામાં વાત હું દિલની કહી બેસી ગયો,
રહી ગઇ જોતી સભા મારું વદન છેવટ સુધી.

કોઇ એવી- ઉન્નતિને સાંભળી છે દોસ્તો,
કે નહિ તેનું થયું હોયે પતન છેવટ સુધી.

તારો મારો આ પ્રસંગ ઇતિહાસ થઈને રહી ગયો,
ગર્વ તુજ છેવટ સુધી, મારું નમન છેવટ સુધી.

કોઈને છેવટ સુધી હસવું મળ્યું; વાહ રે નસીબ,
અને કોઇને કરવું પડ્યું જગમાં રુદન છેવટ સુધી.

સાથીઓ થાકી ગયા ને દૂર હતી મંઝિલ 'સગીર'
એકલો કરતો રહ્યો હું પથગમન છેવટ સુધી

# હોવી જોઇએ

સાંભળવા માત્ર તારી સભા હોવી જોઇએ,
સંભળાવવા જો મારી કથા હોવી જોઇએ.
મંઝિલ ભલે મળે ન મળે, રાહબર ! મને,
પણ પંથ ચાલવામાં મઝા હોવી જોઇએ.
મરજી વિના થઇ હું ગયો એમનો સદા,
કહેવું જ પડશે કંઇક કલા હોવી જોઇએ
અટવાય ના તિમિર મહીં તું પંથ કાપતાં,
દિલમાં પ્રવાસી તારા પ્રભા હોવી જોઇએ.
મોજાં ઉછળતાં કયાંથી ભલા જળમહીં કહો,
સાગર મહીં કોઈની યુવા હોવી જોઇએ.
તુજ રૂપની પ્રશંસા નવા રૂપથી કરું,
પણ ચાહું છું કે તારી રજા હોવી જોઇએ.
કષ્ટો કરે સલામ ને સંજોગ પણ નમન,
એવી જ યુવકોની યુવા હોવી જોઇએ.
મરજી ફરી પ્રયાણની ઝડપી બની 'સગીર'
લાગે છે કે નવી જ દિશા હોવી જોઇએ

*

## છાને છાને

થયું એમનું આગમન છાને છાને
નિહાળી રહ્યો હું વદન છાને છાને

મને હસતાં જોનાર જગ ક્યાંથી જાણે ?
કરું છું જ અશ્રુવહન છાને છાને

ઓ ઉન્નત ! ન કર ઉન્નતિ ઉપર ગરૂરી
કે આવી રહ્યું છે, પતન છાને છાને.

મને ઓતપ્રોત એમ કર તુજ મહીં જ્યમ
કરે છે ઉષાને ગગન છાને છાને.

કો આદર્શ મંઝિલની હું શોધ માટે
કરે જાઉં છું પર્યટન છાને છાને.

ડરે છે એ કોનાથી ? એમનાં કાં ?
રહ્યાં કેમ આવી સ્વપ્ન છાને છાને.

નથી મુજને શોહરતની કોઈપણ તમન્ના
કરી દેજો મૈયત દફન છાને છાને.

કઝાં આવતાં એમ જાણ્યું 'સગીર' મેં
ગયું હાથમાંથી જીવન છાને છાને.

*

બાળપણમાંથી જવાની, ને જવાનીથી જરા,
ઝિંદગીના વસ્રને બદલાવતો ચાલ્યો ગયો.

પાથરૂં છું ફૂલ એના માર્ગમાં હું હર્ષથી,
માર્ગમાં જે કંટકો પથરાવતો ચાલ્યો ગયો.

ઝિંદગાનીમાં રહ્યો કરતો તમન્નાઓ અશક્ય,
દિલને હું એ રીતથી બહેલાવતો ચાલ્યો ગયો.

મારી દુનિયા થઇ ગઈ બરબાદ પણ હું છું ખુશી,
એની દુનિયાને તો હું શોભાવતો ચાલ્યો ગયો.

શી મુશીબત, શું દુઃખો, મુશ્કેલીઓ શી, શું સુખો!
પૃષ્ઠ જીવનનાં હતાં પલટાવતો ચાલ્યો ગયો.

કોઇ જો સમજ્યો નહીં તો દોષ છે એનો 'સગીર',
હું ઇશારામાં ઘણું સમજાવતો ચાલ્યો ગયો.

*

'ગુલઝારે શાયરી'ની છુટક નકલોનું વેચાણ તથા લવાજમોનો સ્વીકાર નીચેનાં સ્થળોએ પણ થાય છે.

* શ્રી એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ. પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ–૨
* શ્રી આર. આર. શેઠની કું. પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ–૨
* શ્રી ભાયાણી બુક ડીપો પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ–૨
* શ્રી ગાંધી ન્યુઝપેપર એજન્સી ટીનવાલા બિલ્ડીંગ, ત્રિભુવનરોડ, મુંબઇ–૭
* શ્રી લક્ષ્મી બુક ડીપો માધવબાગ, મુંબઇ–૪
* શ્રી લાખાણી બુક ડીપો ગિરગામ, મુંબઇ–૪
* શ્રી એવરગ્રીન સપ્લાય એજન્સી ૧૭૮/૮૦, ચકલા સ્ટ્રીટ, મુબઈ–૩
* શ્રી આશા સ્ટોર્સ પ્રાર્થના સમાજ, મુંબઇ–૪
* શ્રી ઓલ ઇન્ડિયા બુક સપ્લાય એજન્સી, કાલબાદેવી, મુબઇ–૨
* શ્રી ડાયજેસ્ટ સેન્ટર 'દાદર, મુંબઈ–૨૮
* શ્રી ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય ગાંધીમાર્ગ, અમદાવાદ
* શ્રી રવાણી પ્રકાશન ગૃહ ટિળક માર્ગ, અમદાવાદ
* ગુજરાત પુસ્તકાલય સ. સ. મંડળ લિ. પો. બો. ૧૦, રાવપુરા, વડોદરા
* શ્રી ભીલાલ એ વોરા છાટિયાવાડ, નડિયાદ
* શ્રી ડી. પી. બુકસ્ટોલ, નાગર ચકલો, ભુજ–કચ્છ
* શ્રી ઓસમાન ઇસ્માઇલ ૧૬૦ ૧/૩ પહેલે માળે, ઝકરિયા સ્ટ્રીટ, કોલંબો–૧૧

અને

* શ્રી વિજયા પ્રકાશન

ગુજરાતના લોકપ્રિય ને અગ્રણી શાયરોનાં જીવનકવન
આલેખતી પુસ્તિકા શ્રેણી

# ગુલઝારે શાયરી
## ૧૦



## વેણીભાઈ પુરોહિત

સંપાદન : શ્રી કુલીન ક. વોરા
પ્રસ્તાવના : શ્રી ભાનુશંકર બ. વ્યાસ 'બાદરાયણ'

વિજયા પ્રકાશન
૨૦૫, ચંદ્રલોક-બી,
માનવમંદિર રોડ,
મુંબઈ-૬.

વિજયા પ્રકાશન
૫૩, બાણગંગા રોડ, વાલકેશ્વર, મુંબઈ-૬.




પુસ્તિકા દશમી
ઓગસ્ટ ૧૯૬૨

વાર્ષિક લવાજમ
હિન્દમાં ત્રણ રૂપિયા
પરદેશમાં ૮ રૂપિયા ૫૦
નયા પૈસા.

છૂટક નકલ
૭૫ નયા પૈસા

પ્રકાશક:
બકુલા ક. વોરા
વિજ્યા પ્રકાશનવતી.
૫૩, ખાજુમંગા રોડ
વાલકેશ્વર, મુંબઈ ૬.

વ્યવસ્થાપક
જ્યોતીશ ક. વોરા

મુદ્રક
દશરથલાલ છોટુભાઈ દેસાઈ
રચના મુદ્રણાલય,
૨૧૧-૧૯, ફિયર રોડ,
મુંબઈ-૨


આ શ્રેણીમાં આ શાયરોની પુસ્તિકાઓ
બહાર પડી ચૂકી છે:

શ્રી શયદા
શ્રી આસિમ રાંદેરી ★
શ્રી નિનુ મઝુમદાર ★
શ્રી 'અમૃત' ઘાયલ ★
શ્રી 'શૂન્ય' પાલનપુરી
શ્રી બરકત વીરાણી 'બેફામ'
શ્રી 'મરીઝ'
શ્રી 'સગીર'
શ્રી સૈફ પાલનપુરી
શ્રી વેણીભાઈ પુરોહિત
અને

હવે બહાર પડશે
ગુજરાતી રંગભૂમિના લોકપ્રિય કવિ
**સ્વ. શ્રી પ્રભુલાલ દ્વિવેદી**
રચિત ગઝલો



★ આ શાયરોની પુસ્તિકા ખલાસ છે.



# વિજયા પ્રકાશન

વિજયા પ્રકાશને સાહિત્યક્ષેત્રે ચાલુ ચીલાનું નહીં, પણ કંઇક અવનવું અને ગણનાપાત્ર પ્રદાન કરી જવા નિર્માણ પામેલી સાહિત્ય સંસ્થા છે 'ગુલઝારે શાયરી' શીર્ષક હેઠળ શરૂ કરેલી આ દ્વૈમાસિક પુસ્તિકાશ્રેણી આજે બીજાં વર્ષમા લોકપ્રિયતાનાં સોપાન સર કરતી રહી છે. તે ઉપરાત બીજા સાહિત્યપ્રકારો, નિબંધો, નાટક, બાળગીતો આદિનાં પાંચપુસ્તકો આજ સુધીમાં થયાં છે. એમણે પણ વાંચકો અને વિવેચકોનો યોગ્ય આદર મેળવ્યો છે.

ફારસી સાહિત્યમાથી ઉતરી આવેલા કાવ્યપ્રકાર ગઝલે, આપણા સાહિત્યમા ઠીક સ્થાન જમાવ્યું છે. કાવ્યને વિદ્દ્જનથી માંડીને સામાન્યજન સુધી પહોંચાડવાની એમા શકિત છે. આથી જ, આ પુસ્તિકાશ્રેણી સફળ પુરવાર થતી આવી છે.

બીજા વર્ષની આ ચોથી પુસ્તિકા છે. આ પુસ્તિકાઓમા અત્યાર સુધીમા પ્રેમભાવ પૂર્વક પ્રસ્તાવના લખી આપવાનું, શાયરની કૃતિઓના 'કાવ્ય'નો પરિચય કરાવવાનુ ઉમદા કાર્ય બજાવી આપનાર મારા મુરબ્બીઓ અને ગુજરાતી સાહિત્યના અગ્રણી વિવેચકો શ્રી. જ્યોતીન્દ્ર હ. દવે, શ્રી. જહાંગીર મ. સંજાણા, શ્રી રામપ્રસાદ બક્ષી, શ્રી શયદા, અને શ્રી ભાનુશંકર વ્યાસ 'બાદરાયણ'ના અમે ખાસ ઋણી છીએ. તે ઉપરાંત અન્ય શાયરમિત્રોના સહકાર માટે પણ આભારી છીએ.

આ આખી યે શ્રેણીનું સંપાદન શ્રી કુલીન વોરા કરે છે. અમે બન્ને આ શ્રેણી અમારા માતાપિતા શ્રીમતી વિનોદમાળા કનૈયાલાલ વોરા, શ્રી કનૈયાલાલ વોરા તથા શ્રીમતી રમણમાળા નંદકિશોર વૈદ્ય અને શ્રી નંદકિશોર વૈદ્યને માત્ર પિતરો વન્દે એટલુ કહીને અર્પણ કરીએ છીએ.

—બકુલા કુ. વોરા

૧૫ ફેબ્રુઆરી ૧૯૬૨.

# શ્રી વેણીભાઈ પુરોહિતનું કવન

શ્રી. વેણીભાઇ પુરોહિત ગઝલોની રચના કરવા તરફ શી રીતે વળ્યા હશે એ મારે માટે હમેશાં એક રસદાયક પ્રશ્ન થઇ પડ્યો છે. ગઝલ સિવાયના ભજન ઈત્યાદિક કાવ્ય પ્રકારોમાં પણ એમણે જે સિદ્ધિ મેળવી છે એ તો એક સર્વવિદિત હકીકત છે. મને ઊંડેલા પ્રશ્નનું નિરાકરણ મેં એ રીતે કર્યું છે કે જે આંતર પ્રવૃત્તિ શ્રી. વેણીભાઇને કોઇવાર ભજન લખવા પ્રેરે છે તેજ આંતર પ્રવૃત્તિ કોઇક વાર તેમને ગઝલ લખવા પ્રેરે છે.

ગઝલની રચના માટે બે બાબતો આવશ્યક છે. એક તો સ્વભાવની મસ્તી અને બીજી ભાષાને અને ભાષાના અંગભૂત શબ્દોને રમાડવાની શક્તિ. સ્વભાવની મસ્તી કોઇક વાર રખડુ અલગારીની મનોદશાનું તો કોઇક વાર પ્રેમની ચોટ લાગી હોય એવી માનસિક અવસ્થાનું સ્વરૂપ ધારણ કરે છે. કોઇક વાર એમાં ગાઢ વેદના અને ઊંડી ગમગીની પણ નજરે પડે છે. આ બન્ને બાબતો શ્રી. વેણીભાઇમાં છે અને તેમાં આપણને એમની સફળતાનું રહસ્ય દેખાય છે.

કાફિયામાં નવીનતા હોય એવા ગઝલમાં એક પ્રકારની વિશેષતા આવે છે. કેટલીકવાર આપણને એમ પણ લાગે કે ગઝલકારના મનમાં કાફિયાના શબ્દો આવતા હશે અને તે પછી એ શબ્દોને શેરમાં વણી લેવાના પ્રયાસો થતા હશે. આ પણ સંભવ બહારની વાત નથી. છતાં કાફિયા તરીકે સૂઝેલા શબ્દનો નિર્વાહ કેવી રીતે કરવામાં આવ્યો છે તેના પરજ ગઝલકારની ખૂબી અવલંબે છે.

શ્રી. વેણીભાઇ કાફિયાને કેવી રીતે નિભાવે છે તેનું ઉદાહરણ એમની "દસ્તૂર થતો જાઉં છું." એ ગઝલમાં મળી રહે છે. એ ગઝલના એક શેરમાં "સિન્દૂર" શબ્દ કાફિયા તરીકે વાપરવામાં આવ્યો છે. સિન્દૂરની સેંથો કે સેંથી શબ્દ સ્વાભાવિક રીતેજ શાયરને સૂઝે અને તેને પરિણામે સેંથીના સિન્દૂર જેવો મહાવરાનો પ્રયોગ પણ જન્મે, જેથી શેરમાં સ્વાભાવિકતા અને ચોટ આવે.

ગઝલમાં ફારસી અરબી શબ્દો પણ પ્રવેશ પામે તેમાં સ્વાભાવિકતા હોવી જોઇએ. સુધીરતનો જનાજો, હમસફર ઇલમ કે શોખ વગેરે અનેક પ્રયોગો શ્રી. વેણીભાઇની ગઝલોમાં મળી આવે છે. તે બધા પ્રયોગો ઔચિત્યભર્યા હોય છે એ ખાસ નોંધવું જોઇએ.

આજે તો આપણે ગદ્યમય કહેવાય એવા શબ્દોનો પણ કાવ્ય રચનાઓમાં વિના સંકોચે પ્રયોગો કરીએ છીએ. પણ એવા શબ્દો પણ ઔચિત્યપુરઃસર વપરાયા હોયતો કાવ્યતત્ત્વને પોષક બને છે સ્વ. બળવંતરાય ઠાકોરનું એક વાકય અહીં યાદ આવે છે કે Every word in its place is matter.

અંતમા શ્રી. વેણીભાઇની રચનાની વિશિષ્ટતા દર્શાવતા થોડાક શેર અહીં રજૂ કરવા અસ્થાને નહીં ગણાય.



કહ્યું કો શિલ્પકારે, અણઘડેલા સંગેમરમરને
તને મૂર્તિ નથી કહેતો અને પથ્થર નથી કહેતો.



ઊર્મિનું કબૂતર એકું'તું નિજ ગભરુ દર્દ છુપાવીને.
આંખોમાં જીવન સ્વપ્ન હતાં, પાંખોમાં જીવનભાર હતો.



સુગરીનાં ઘર જેવુંજ જિગર આ કોઇનું દોલતખાનું છે.
કંઇ દઈ દઉં છુ, કંઇ લઇ લઉં છું, પણ દાન મિટાવી જાણું છું.



પ્રણય તો છે ગગન કેરી ઘટા જેવોજ મનમોજી,
ઘટાઓ કંઈ બંધી જ હોતી નથી હૈયું વરસનારી.



ભાનુશંકર વ્યાસ 'બાદરાયણ'

# શ્રી વેણીભાઈ પુરોહિતનું જીવન

સનમ શોખીન ગુલાબી છે, અને બંદા બદામી છે,
મને એ લોટ માને છે, સનમનું દિલ હરામી છે.

સનમની સામે જ ઝૂકી રહેતો એની પાનીના હિનાની જ પ્રસંસા કર્યા કરતો, ને એની ઝુલ્ફોમાં જ સ્વર્ગ માનનો કોઇ આ પોયટ કવિ નથી, આ તો બંદા બદામી છે. એનો મિજાજ ઓરજ છે, એની બાધા મજાકધાર્ગી છે. એનાં અજબ અલગારીપણાનો વધુ પરિચવ જુઓ

અગર હું છું ભલે પાગલ, મગજમાં રાઇ રાખું છું
અને એની ગુમાનીને ગઝલમાં ગાઇ નાખું છું.

અહીં હવે પછીના પાનાંઓ પર કવિએ આવી જ ગુમાની પાથરી છે. આ ગુમાની ઈશ્વરદત્ત છે. આ રંગીન કવિ શ્રી વેણીભાઇ પુરોહિત ખુમારીના પ્રદેશના જ આદમી છે. સૌરાષ્ટ્રમા જામ ખંભાળિયા એમનું જન્મસ્થાન. ૧૯૧૯ એમની જન્મસાલ શાળામા અભ્યાસ એમણે યારી અપાવે એવો કરેલો પણ પછી મહાશાળા એમણે ન જોઇ. એમનામાંનો 'કવિ' તો બચપણથી જ સળવળતો હતો, પણ એમનું કાવ્ય પ્રતિષ્ઠિત સામયિક કુમારને પાને ચડયુ એમની અઢારેક વર્ષની ઉંમરે.

વ્યવસાયે તેઓ પત્રકાર. કલમતો એમની સતત હલતી જ રહે છે. આ વ્યવસાયમાથી ઊગી નીકળેલ કૃતિઓએ પણ પોતાની વિશિષ્ઠ હવા જમાવી છે. આખા જગતને નામે 'જન્મભૂમિ'ના પાના પર રજૂ થતી 'ગોફણગીન' એમની જ. એવું જ કવન બાળકો માટે પણ એમણે રચ્યું અને તે આપણા જાણીના બાળમાસિક 'રમકડુ'મા, એવું નામ હતું 'જોઇતારામ જડીબુટ્ટી.' રાજકીય દૈનિક 'ફૂલછાબ' અને સુરતના દૈનિક 'પ્રતાપ'માં દર પખવાડિયે 'ગાગર ભટ્ટની ગોસંદાઝ'ની રમૂજ કટાક્ષવાણી પણ એમની જ.

એમનો પ્રથમ કાવ્યસંગ્રહ 'સિંજારવ'તો ઈ.સ. ૧૯૫૫માં પ્રગટ થયો. એના પછીનો 'દીપ્તિ' કાવ્યસંગ્રહ તો મુંબઈ સરકાર તરફથી દ્વિતીય પારિતોષિક પણ મેળવી શક્યો. એમની કવિતામાં વિષયનું વૈવિધ્ય, રચનાનું નાવિન્ય, ચિંતનની ચિંનગારી અને ગઝલકારની મસ્તી પણ છે. અહીં તો એમની ગઝલો પ્રસિદ્ધ થઈ છે, પણ ગુજરાતી સાહિત્યમાં એમનું નામ માત્ર આ કાવ્ય પ્રકારના જ શાયર તરીકે નહીં, પણ આ પેઢીના આગલી હરોળના કવિ સાહિત્યકાર તરીકે ઝળકે છે એમના ગીતો લયમધુર છે, એમના ભજનો મીઠા છે. રેડિયોના શ્રોતાજનો તો એમના ગીતોથી સુપરિચિત છે.

શ્રી વેણીભાઈ મૂળમાં કવિ હોવા છતાં એમનું પ્રથમ પુસ્તક તો એમની વાર્તાઓનું થયું, 'વાસનુ વન', 'અંતરના દીવા' અને 'સેતુ' એ તેમના સફળ પૂરવાર થયેલા ત્રણ વાર્તા સંગ્રહો.

એમની કવિતાએ પૂજ્ય ગાંધીજીને પણ સ્પર્શ્યા છે. એમના જેવા મહાત્માને પણ શ્રી વેણીભાઈનું 'વિસામો' ગીત વહાલું બન્યું હતું. એની પ્રારંભની પંક્તિઓ છેઃ

થાકે ન થાકે છતાં એ હો માનવી! ન લેજે વિસામો!
ને ઝૂઝજે એકલ બાંયે-હો માનવી! ન લેજે વિસામો.

શ્રી વેણીભાઈ પુરોહિતની કલમમાંથી રસસભર ગીતો, ભજનો કે ગઝલો વાર્તા ઉપરાંત સમૃદ્ધ નૃત્યનાટિકાઓ પણ જન્મી છે. તેમાંની 'વાસવદત્તા' 'વાજિંત્રોની વાણી' 'જંતરમંતર' વગેરે લોકપ્રિયતાને પણ વરી છે.



[૯]

## ભિક્ષા

હુ શાયર છુ, પણ આજ સવાલી થાવામાં પણ લ્હાણી છે,
હુ કર લંબાવી ઊભો છુ, એ હાથની મૂંગી વાણી છે.

ના અસ્ત્ર શસ્ત્ર, ના હળ-દાતરડુ, ધાન્ય અગર ધન ના જોઇએ:
એક નાની ચીજ માગુ છું, જે જાણીતી તોય અજાણી છે.

ઘરની વાત કરી લઉ ઘરમા, રીત–રસમ એ શાણી છે,
આ આઝાદીના મથામા કઇ લાખો લીખ ભરાણી છે.

પોતાના માથામા નિશ દિન પોતે ન્હોર ભરાવે છે,
એ મીઠી પીડાથી એની આંખો પણ છલકાણી છે.

એ ઝુલ્ફામાં કંઈ તેલ નથી, સમદરનું ખારું પાણી છે,
હુ આજ કાંસકી માગુ છુ, એ દેવી રૂપ-દુભાણી છે



## આંધળી પૂનમ

જા કવિ, કુદરત કને ફરિયાદ કર,
(કે) ચાંદની રઝળે છે રણમાં રાતભર!
આંહીં શુ બેઠો છે બળતું લઇ જિગર?
આંધળી પૂનમને મનથી બાદ કર!



## ગુલાબ છે

દુનિયા છે બાગ, બાગમાં દિલનાં ગુલાબ છે,
ને દિલની મઝેદાર મહક બેહિસાબ છે.

ઊંચે નજર કરો, જરા ઊંચે, હજી ઊંચે–
આકાશ છાબ છે અને તારા ગુલાબ છે.

આકાશમાં છે આબ, સમંદરમાં આબ છે,
બાદલ ગુલાબ છે અને મોજાં ગુલાબ છે.

કંટકની તમા કંઇ નથી ખીલતાં ગુલાબને,
કુદરતની કરામતનો અજબ ઇન્કિલાબ છે.

નાચ, નાચ, નાચ, તલબગાર હે જિગર!
મસ્ત બજે ખંજરી ને મસ્ત આ રબાબ છે!

કેવી કમાલ જોશ-ઝલક. તાનપલટ, ખયાલખુબી!
જોબન સવાલ છે અને જોબન જવાબ છે.



## કારણ કે–

મને તલસાટ જાગે છે અહીં તારાની ઝિલમિલમાં,
અને સંગીતનું અમરત નિકુંજે મસ્ત કોકિલમાં.
બન્યું મદહોશ ને રંગીન રોમેરોમ કારણ કે–
જુવો ચુપચુપ નઝાકતથી કોઈ બેઠું છે મહેફિલમાં
અને મહેફિલથી ઊડીને કોઇ બેઠું છે આ દિલમાં!



[૧૧]

## કોઈનું દિલ

ધબકારાની ધીંગામસ્તી,
એનું નામ જ દિલની હસ્તી.
દિલ છે તો છે પ્યારપરસ્તી,
દિલ છે દરિયો, દિલ છે કશ્તી:

આવ સનમ, તું આવ નજરમાં!
મધરાતે કે આવ ફજરમાં!

મારી ક્યાંય નથી જ મટૂલી,
નજરો ઢૂંઢે લૂલીલૂલી,
આંખો ભલે રહે છે ખૂલી,
છતાં દિશા ખુદ પડતી ભૂલી:

આવ સનમ, તું આવ નજરમાં!
મધરાતે કે આવ ફજરમાં!

હું છું સપનાંનો વણઝારો,
પણ હું ધરતી પર રમનારો,
ગયો દિવસ હું નહિ ગણનારો,
રસ્તે મળતો રસ્તો મારો:

આવ સનમ, તું આવ નજરમાં!
મધરાતે કે આવ ફજરમાં!

[૧૨]

દેહ વિસામો છે ચેતનનો,
સ્નેહ વિસામો માનવમનનો,
સથવારો ભાવુક ચિંતવનનો,
એમ અલંકૃત પથ જીવનનો:

આવ સનમ, તું આવ નજરમાં!
મધરાતે કે આવ ફજરમાં!

નભમાં તારલિયા ઝિલમિલ છે,
આંખોમાં સપનાં શામિલ છે,
ધડકનનો રણકો ઊર્મિલ છે,
કોઇનું દિલ, કોઇની મંઝિલ છે:

આવ સનમ, તું આવ નજરમાં!
મધરાતે કે આવ ફજરમાં!

*

## જો

હકીકતમાં તો હૈયામાં કશી હરકત નથી હોતી,
અરે! સ્વપ્નો નથી હોતાં અને મહોબ્બત નથી હોતી:
બિચારું એ તો ધબકે છે ધરમ જાણી, કરમ જાણી:
કશું હોતું નથી જો આંખની સોબત નથી હોતી.

*

[૧૩]

## દસ્તૂર થતો જાઉં છું!

આશકોની આહની અંગાર ખાતો જાઉં છું,
પ્યારમાંને ને પ્યારમાં મન્સૂર થાતો જાઉં છું.

એ હથેળીમાં હિનાની મુશ્કરાહટ લાલ-લાલ!
મનનો હું મજબૂત પણ મજબૂર થાતો જાઉં છું.

અફતોના આફતાબી દોરમાં દાઝી મરું,
લૂ ઝરે છે તો ય હું લેલૂર થાતો જાઉં છું.

તુ નથી કહેતી કે 'મારા પ્યારનુ તું ગીત ગા—'
તેથી હું બદનામ ને બેસૂર થાતો જાઉં છું.

તારા ઇન્કારોથી મારા ઝખ્મો દૂઝે છે ડબલ!
પ્યાર કહે છે: 'પોથમાંથી પૂર થાતો જાઉં છું.'

એક પાછળ એક અરમાનોની હિજરત થાય છે,
જિન્દગીનો શેઠ હુ મઝદૂર થાતો જાઉં છું.

ભાંગની બરફીની માફક બોલ કેફી બોલ મા—
ચાખું છું લગરીક, ચકનાચૂર થાતો જાઉં છું.

રાગ સાંભળવો નથી ને આગ ઓલવવી નથી,
વેદનાની વાંસળીનો સૂર થાતો જાઉં છું.

આપણી આ અલવિદાનાં આંસુઓ લે સાચવી,
કોકના સેંથાનું હું સિન્દૂર થાતો જાઉં છું.

દર્દ મર્દોમાં વસે છે, કાયરોને શી ખબર?
ખુદકુશી કરતો નથી, ખુદ ફૂર થાતો જાઉં છું.

ઇશ્કી આંગળીઓની વચ્ચે હોઠ અંગૂઠા સમો—
દિલરુબાની પાસ આવી દૂર થાતો જાઉં છું.

ભૂરી નજરથી તો ભલી બેચેનની બળતી નજર—
તારી સામું જોઇને મશહૂર થાતો જાઉં છું.

ડાઘ લાગે છે છતાં જે દાઘ દેખાતો નથી,
ઇશ્કની એવી નજરનું નૂર થાતો જાઉં છું.

રૂપ કદરૂપું હશે, પણ પ્યાર કદરૂપો નથી,
પ્યારની દુનિયાનો હું દસ્તૂર થાતો જાઉં છું.



## નિરાંતે

અહીં ઠંડીમાં બેસીને નજરથી પંથ કાપું છું,
અને મંઝીલના રસ્તાની બધી લંબાઇ માપું છું;
પ્રવાસી છું ને પ્રેમી છું, મને ઠંડી નથી પડતી,
જિગરમાં આગ ચાંપીને નિરાંતે ત્યાંજ તાપું છું.



## બંદો બદામી

સનમ શોખીન ગુલાબી છે, અને બંદો બદામી છે,
મને એ ભોટ માને છે, સનમનું દિલ હરામી છે.

અગર હું છુ ભલે પાગલ, મગજમાં રાઈ રાખું છું,
અને એની ગુમાનીને ગઝલમાં ગાઈ નાખુ છુ.

સુસીગત છે હસીનોની, હસે છે ને જલાવે છે,
કદમને ચૂમવા એના ઇશારા ફોસલાવે છે.

પદમની લાલ પાની પર હલાહલ છે કે હિના છે!
ન જાણું તો ય જાણું કે અમીથી હોઠ ભીના છે!

રિસાવું છું, રિઝાવું છું, અને થઇ ઠોઠ ધૂસું છું,
કદમબોસી સનમ ચાહે મગર હું હોઠ ચૂમું છું.



## લાલી

હૃદય તો કાચની જાણે કે નકશીદાર પ્યાલી છે,
અને આ જિન્દગીએ ધ્રૂજતે હાથેજ ઝાલી છે:
ફે–ક–ત એ રકતથી રાતું અને રાતું નથી હોતું–
સુરાહી આંખની એમાં ઢળે તેની જ લાલી છે.



# [૧૯]

## મજલમાં

લોકો કહે છે કે નજરનો હું અજબ ચગરાક છું,
કેમ કે હું માંજરી આંખો ઉપર મુસ્તાક છું.

શ્યામ આંખોનો કંસૂબો ઘોળનારા છે ઘણા,
કેશરી શરબત પીનારો હું ભલે નાપાક છું.

બાંદી બનાવું છું, કદીક મલકા બનાવું છું છતાં,
હું જ છું શાદી તમન્નની અને તલ્લાક છું.

ગફલની છું આદમી, પણ ગમ નથી એનો મને,
હું જ છું મારું રૂદન ને હું જ મુજ રણહાક છું.

ઘાટ ઘડવો છે તમારે મારી હસ્તીનો જ, પણ
ઘાટ ઘડનારો પ્રભુ છે, હું પ્રભુનો ચાક છું.

દર્દનું ઘર છે જિગર, ને આ જિગર છે એમનું,
દર્દથી હું ઠોઠ છું ને દર્દથી ચાલાક છું.

સામસામી ગોઠવી કેવી જરૂરતની જફા!
કાળ છે ખોરાક મારો, કાળનો ખોરાક છું!

આટલી કાપી મજલ ને આટલું સમજી શકયો:
હું જ મારો છું વિસામો, હું જ મારો થાક છું.

★

[૧૭]

## ગંગાકિનારે

જિન્દગી ટૂંકી અને કેવી ઝડપથી જાય છે!
માનવી હૈયાનાં રેગિસ્તાન મોટાં થાય છે!

જન્મને જાણી લીધો, છે મોતની હસ્તી ગહન,
બે કિનારાઓની વચ્ચે હસરતોની હાય છે!

જિન્દગી ભૂલી પડી છે જિન્દગીના રૂપમાં,
રૂપ એની જિન્દગીથી ખુદબખુદ અંજાય છે.

ગાલ અર્ધો ઢાંકનારું હુસ્ન એનું હસમુખુ,
ગુલ બિછાવે છે કે એ કંટક બિછાવી જાય છે?

પીઠ જોઈને પદમણી નહિ કહું પાછાં ફરોઃ
હાં, હવે કહેવું પડે કે રૂપ શરબત પાય છે.

નાચનારીનાં નયન ઝાંઝર નથી કંઈ પહેરતાં,
આંખની લુચ્ચાઈ પર બે પગ પછાડા ખાય છે.

રૂપ છે પ્યાલી બિલોરી કાચની, એ જામથી
પ્યાર પણ પિવાય છે, ધિક્કાર પણ પિવાય છે.

આંધણુ, નયન, સાગર, સરોવર, નિર્ઝરે–
નીર નાચે છે બધે, પણ નૃત્ય નોખાં થાય છે!

જિન્દગી તો છે પ્રભુની બંદગી, અકબરદિલી,
ક્યાં લગી એ જાય છે? કોને ખબર ક્યાં જાય છે?

ખ્વાબનું સીસું લઇ ઓ બેખબર! ક્યાં જઇ ચડ્યો?
પારસમણિના સ્પર્શથી લોહુ જ સોનું થાય છે.

આંગણુ વાળીને ઊભી'તી નિરાશા નાઝથી:
આગમનની આશ એની આંખમાં વંચાય છે.

ધૂળ દેખીને પગથિયે ના કરો નારાજગી,
આપના ચરણોની રજ બનવા જ એ લલચાય છે.

છે ખભા પર બોજ, છે બેહદ અને હું જાઉં છું,
ડરશો નહીં, એ તો મુસીબતનો જનાઝો જાય છે.

જિન્દગી ગંગાકિનારો છે, કિનારા પર જુઓ–
પાપ પણ ધોવાય છે ને પુણ્ય પણ ધોવાય છે.

★

## નથી

પ્યાર તો છે પ્યાર કશું પુણ્ય નથી પાપ નથી,
દર્દ છે જિગરની દવા તાપ કે સંતાપ,
ઇશ્કની દુનિયામાં છે બેચેનીઓ પણ ચેન ભરી,
જિન્દગી છે મસ્ત સફર, સ્વપ્ન નથી, શાપ નથી.

★

[૧૯]

## મશ્કરીમાં

મારાથી જમાનાની હવા થરથરી ગઇ,
મેં આંખ ફેરવી અને દુનિયા ફરી ગઇ!

રાતી નજરથી જોઉં છું માળીની માવજત,
કાંટા હસે છે ડાળ પર, કળીઓ ખરી ગઇ

છે ચાંદનું આ છોડિયું, આખી છે ચાંદની,
ઓ બીજ! તારાં તેજમા તબિયત તરી ગઇ!

ગેરૂ નહીં, તું વાત કર આજે ગુલાલની,
એવું કહીને શાયરી આઘે સરી ગઇ!

બાલાપણાની પ્રીત રસ્તામા મળી ગઈ,
મારી અટકચાળી નજર બચપણ કરી ગઇ!

દાતાર બની દાન એ કેવું કરી ગઇ–
ખાલી કરીને, જિન્દગી, હૈયું ભરી ગઇ!

રોકાઇ જાવ, આ જુદાઇ આવી રૂબરૂ–
આશા બિચારી ખાનગીમાં કરગરી ગઇ!

માનો તો ગુનેગાર છો, તકસીરવાર છો,
મારી મુરાદ આપના મનમાં મરી ગઇ.

ઝૂકી જરૂર ગુલછડી, જરા જુદી રીતે–
એ પ્યારથી નફરતની જાજમ પાથરી ગઇ.

કેવી રમત રમાઇ ગઇ રંગીન રાતમાં!
દર્દીને દવા મશ્કરીમાં છેતરી ગઇ!



## દશા અને દિશા

દશા પર દાઝનારા ને દશા પર દાઝનારાઓ,
નથી હોતા ખુમારીથી જીવનમાં ઝુઝનારાઓ.
દિશા જાણ્યા વિનાના છે દશાથી ધ્રૂજનારાઓ!
કહી દો એમને કે, હે દશાના પૂજનારાઓ!
દશા તો છે સડક જેવી, સડક ચાલી નથી શકતી,
સડકને ખૂંદનારાને સડક ઝાલી નથી શકતી.



## ભૂલો પડયો નથી

મે પ્રેમ કર્યો છે ને વગોવાઇ ગયો છે,
ઘાયલના કાફલામાં હું જોડાઇ ગયો છું;
એમની આંખોમાં પરોવાઇ ગયો છું,
ભૂલો પડયો નથી, અરે ખોવાઇ ગયો છું



[૨૧]

## સજનવા !

હૈયું મારું આજ હવેરું,
અંતરનાં આંસુડાં ખેરુ,
'મન વલખે આજે અદકેરું,
જોયું જીવન ઘેરુંઘેરું:

ઘેરાણી આ રાત, સજનવા!
'સ્મરણોની આ વાત, સજનવા!

તું ઘેલો, વાતો તુજ ઘેલી,
ને આમે છું હું ય છકેલી,
ઝીલી'તી વ્હાલપની હેલી,
ઝૂરું આજે આમ અકેલી:

આવી જા પલવાર, સજનવા!
છો છલકે સંસાર, સજનવા!

હુ ગાતી'તી મીઠાં ગીતો,
ડોલી ગઇ'તી પ્રાણ પછીતો,
તું મારી સુંદરતા પીતો,
આંખોની એ કેવી રીતો!

જોબનનાં એ ગાન, સજનવા!
કાળજડું કુરબાન, સજનવા!

[૨૨]

તેં દો'ડે તો હું ય રિસાણી,
હૈયાની છલકી સરવાણી,
આંખોમાં આવ્યાં'તાં પાણી:
આંખોએ આંખોને નાણી:

જૂઠો મારો રોષ, સજનવા!
તું મારો સંતોષ, સજનવા!

મધદરિયે મોજાંને તાને,
ધ્રુવતારકની સાને સાને–
બેઠીછું હું આજ સુકાને,
ઝૂકાવી દે નાવ તુફાને:

ઝંઝામાં : આરામ, સજનવા!
પી જખમોના જામ, સજનવા!

થડકે સાગર લખ થડકાટે,
હુંકારી જા સામે ઘાટે,
ચોથી પૂનમની મધરાતે,
ઠંડીના કાતિલ આઘાતે–

હૈયું મારું ઓઢ, સજનવા!
છેટું ખૂબ પરોઢ, સજનવા!



[૨૩]

## આશકા લેતાં હું દાઝયો છું

કિનારાની તરફ કિશ્તી સુકાની લઇને આવે છે,
ઘણુ ડહાપણુ ભરેલી એ દિવાની લઇને આવે છે.

નિસાસાઓ ! નિરાશાઓ ! જુઓ અ જામ આવે છે,
સનમ ખુદ રોશની આજે શમાની લઇને આવે છે

નજર લાગી નથી શકતી, બલાઓ પણુ બળી મરતી,
દુઆગીર રૂપ મોસમની ગુમાની લઇને આવે છે.

નથી આંસુ, નથી તણુખા, નિસાસા પણુ નથી હજરત!
નયન છે બેજબાં, લાખો જુબાની લઇને આવે છે.

દરદ એનુ નહી સમજો, દવાની વાત કયા કરવી ?
જગતના બેઇમાનોની ઇમાની લઇને આવે છે

વફાની વાત કરવી કે ખફા થાવુ નથી લાજિમ,
અદાલતમાં કબૂલાતો ગુનાની લઇને આવે છે.

ઘણા કંટક નિહાળુ છુ પ્રભુ! તારા બગીચામાં–
ગુલાબોમા જ રમનારી જવાની લઇને આવે છે.

નયનની આરતીની આશકા લેતાં હુ દાઝયો છુ,
દઝાપા પર દવા પણુ એ હવાની લઇને આવે છે.

જિગર ભોળુ હજી પણુ નાસમજ નાદાન છે દોસ્તો !
બાગતરા પણુ હમેશા એ બીજાની લઇને આવે છે

*

## પ્યારનો પારો

જીવનના મુસાફર શોધે છે રસ્તામાં ઉતારો શા માટે?
મુજ પ્યારની રંગત ઝંખે છે એનો અણસારો શા માટે?

આ આંખ ભટકતાં થાકી ગઇ, આ પ્રેમને પોરો ખાવો છે,
કોઇ દિલની સરાઇ છોડીને ગલીઓમાં ગુજારો શા માટે?

છેચાહતની બલિહારી અજબ, હું એક જ ઉત્તર શોધુ છું,
કે આંખોથી સત્કાર કરો ને મુખથી નકારો શા માટે?

હું ઠપકો દઉં છું રોજ હૃદયને રોજ દિલાસો આપું છું;
કે તું ય પકડવા દોડે છે એ પ્યારનો પારો શા માટે?

સપનાનું રેશમ જાય બળી, ને આશાની મુરઝાય કળી,
કોઇ લીલાછમ ખેતરને ખોળે, ગામનો અંગારો શા માટે?

જ્યાં જોગ નથી, જ્યાં ભોગ નથી, સુખદુ:ખના જ્યાં સંજોગ નથી;
જ્યાં પ્યાર કર્યાનું પાપ નથી એવો જન્મારો શા માટે?

હું મોતનું જીવન જીવું છું, બિસ્મિલની બોલી બોલું છું,
ને શંખ જેવા આ દિલમાં યારબ! આ ધબકારો શા માટે?



## ભૂલો પડું છું

ભૂલો પડું છું ભાગ્યની આરામગાહથી,
ભૂલો પડું છું એમની નીચી નીગાહથી,
ભૂલો પડ્યા વિના મને મંઝીલ નહીં મળે
ભૂલો પડું છું તેથી હું મારી સલાહથી.



## રોગાન મિટાવી જાણું છું.

હું ગુલને હસતાં રાખીને ગુલદાન મિટાવી જાણું છું,
આ રૂહને રમતી રાખીને આ જાન મિટાવી જાણું છું.

છે લાખ સમંદરની લીલાને લાખ પ્રલયનાં પડછંદા,
મોજાંને મલકતાં રાખીને તોફાન મિટાવી જાણું છું.

ઇન્સાન કરામત–કાબિલ છું, ને બન્ને બાજી ખેલું છું,
ભગવાન મિટાવી જાણુ છું, શયતાન મિટાવી જાણું છું.

નિજ ખુશબોની ખેરાત કરી, ફૂલોની માફક ફોરું છું,
મુજ હકને નાહક કરનારાં, ફરમાન મિટાવી જાણું છું.

ધડકનનાં પાયલ પહેરીને, તડપન નાચે છે તડકામાં,
પણ ગમગીનીના મુજ઼રા પર, ગુજરાન મિટાવી જાણું છું.

કાઇ પ્રેમથી રસ્તો લીલો છે, કંઇ વિરહથી રસ્તો ભીનો છે,
એ વારાફરતી સિંચનથી, વેરાન મિટાવી જાણું છું.

છે મેઘધનુષ્ય તો માયાવી, મારી મહોબતમાં એમ નથી,
હું સૌને રંગી દઉં છું પણ રોગાન મિટાવી જાણું છું.

સુગરીના ઘર જેવું જ જિગર આ કોઇનું દોલતખાનું છે
કંઇ દઇ દઉં છુ, કંઇ લઇ લઉં છું, પણ દાન મિટાવી જાણું છું

મારો પ્યાર સિતમતો છે નહિ, કોઇ ઈલમ કે શોખ નથી,
હું પ્યારને કાયમ રાખીને, અરમાન મિટાવી જાણું છું.

*

[૨૬]

## ઝરણાં

ા ધરતી પર હું ઊભો છું, મુજ પર ઊભાં છે અરમાનો,
ાાવાયેલા ખ્વાબી દિલને ખ્યાલ નથી તારા રસ્તાનો.

★

ઇશ્કને હું નહિ કહું કે અલવિદા....
ઇન્તેજારી પર જિગર મારું ફિદા.

★

/આશક અને માશૂક વચ્ચે હોય છે જ્યારે અદબ,
સેંકડો સંકેતનો કઇ હોય છે એમાં સબબ.

★

/તરંગોના ભરોસા પર જવા દો હર જવાનીને–
ઉમંગો પર ભલે લેટે, ન રોકો એ રવાનીને.

★

/આપને હું શું કહું–છે પ્રેમ મારો બહાવરો!
ઇન્તેજારીનો નથી મારા જિગરને મહાવરો!

★

/તમારી યાદ આવે છે અને ગરકાવ થઇ જાતો,
કોઇ ધીજેલ સપનાનો હું ખંડિત ભાવ થઇ જાતો.

★

/ખ્વાબ જુઓ ખામોશ નિગાહોમાં ખોવાયું!
દરિયાનાં તોફાન છતાં દિલ લાગે ડાહ્યું!

★

## પીણું

/મેં ત્યાગ કર્યો છે તારો તુજને ચહાવા માટે,
મેં મૌન ધર્યું છે મબલખ તુજને ગાવા માટે;
તેં જામ ધર્યો, મેં લઇ લીધો, હોઠે મૂક્યો,
પીણું જ દરદનું છે, પીવા ને પાવા માટે.

## તરસ પોતે જ તેજાબી

પ્રણયથી દિલની હાલત થઇ અજબ દિલચસ્પ દુખિયારી,
કરું છું તે છતાં હું પ્રેમની પૂરી તરફદારી.

પ્રણયતો છે ગગન કેરી ઘટા જેવો જ મનમોજી,
ઘટાઓ કઇ બધી હોતી નથી હૈયું વરસનારી.

નથી માશૂક શમા જેવી, ન આશક કોઇ પરવાનો,
કદી બળતી નથી પ્રીતી, નથી એ ખાખ કરનારી.

નયન તો રૂપ દેખે છે, હૃદય સૌંદર્ય પામે છે,
હૃદયની આંખ છે સાચી અને સાચું પરખનારી.

કોઇ ઝંખીને ચાહે છે, કોઇ ચાહીને ઝુંખે છે,
મને તો ઝખના ચાહના બન્નેય છે પ્યારી.

ગુલાલોમાં નથી લાલી, અને લાલી ન કુમકુમમાં,
પ્રણયની લાલિમા સામી ચડે છે સાવ અણધારી.

મને રસ્તે મળે ઠપકો, મળે છે ચોટ કે ઠોકર,
પડે છે સમ ઉપર થાપી, કે મહેફિલ મસ્ત કરનારી.

તડપ પણ છે, તલપ પણ છે, તરસ તો છેજ તેજાબી,
ફરું છું ઓલિયા જેવો અને છું સાવ અલગારી.

જીવનમાં કોઇ આવ્યું છે, છતાં જાણે નથી આવ્યું !
નથી આ જિન્દગી જીતી, નથી આ જિન્દગી હારી.

*

## એવું પણ થવા દેજે

વધાવે કોઇ પુષ્પોથી તો પુષ્પો વેરવા દેજે,
અને પથ્થરની વૃષ્ટિ થાયતો તે પણ થવા દેજે,

કદી પુષ્પો ઉપર પથ્થર, કદી પથ્થર ઉપર પુષ્પો,
તું પથ્થરમાંય પુષ્પોની કલાને મ્હોરવા દેજે.

અગર મિત્રોજ જખ્મોના જલદ શણગાર લઇ આવે,
રહી ખામોશ એને હેતથી શણગારવા દેજે.

જખમ કરનાર જો પોતે કદી આવે મલમ લઇને,
પ્રણયની એમને પણ તું છડી પોકારવા દેજે.

ન હૈયાં પર ન આંખો પર ભરેસો રાખે ચાહત પર,
અને દિલ થાય જો ઘાયલ તો એવું પણ થાવા દેજે.

મિલન યઇ જાય જો અણજાણ્યા પ્રવાસીનું અનાયાસે,
અને દિલ જાય જો ચોરી, તો એને ચોરવા દેજે.

તને હું ખાનગીમાં વાત કહી દઉ કે વટેમાર્ગુ!
જિગરને કોઇ રાખી લેતો એને રાખવા દેજે.

*

## [૨૯]

### એક સાથ જોઉં છું

કુદરતનું કોણ જાણે કેવું છે આ કવન!
કે એક સાથ જોઉં છું જુદાઈ ને મિલન!

હૈયે વસે છે ઈશ ને દર્શન નથી થતાં!
મંદિરમાં જઈને આપણે કરવાં પડે નમન!

એવો ઘણો ય જોઉં છું સંસાર કબીલાનો,
ધનથી રહે છે સાથે, મનથી જુદાં સ્વજન!

એક જ છે તો ય કેવું નોખું છે હકીકતમાં–
દર્પણ મહીં રહેલું માનવ તણું વદન!

સાથે મળી હસે છે, સાથે મળી રડે છે.
સાથે મળીને ભોગવે જુદાઈ આ નયન!

નક્ષત્ર ને ગ્રહોની ચાલ્યા કરે છે લીલા!
તો પણ રહે છે કેવું નિર્લેપ આ ગગન!

મારા બનીને આવે મારા બની સિધાવે,
મારું છતાં પરાયુ આ શ્વાસ-સંચલન!

છે ઓતપ્રોત કેવી ખૂશ્બુ ને ગુલની રંગત!
સાથે છતાં જુદાં જ છે સુગંધ ને સુમન!

✶

[૩૦]

## અટકળ બની ગઇ જિન્દગી!

આ તરફ એની મુરાદો, મુજ ઇરાદો ઓ તરફ.....
બેઉ બોજા ખેંચતાં કાવડ બની ગઇ જિંદગી!

હમસફરની આશમાં ખેડી સફર વેરાનમાં,
ફક્ત શ્વાસોચ્છ્‌વાસની અટકળ બની ગઇ જિન્દગી!

સ્મિતનું બહાનું શોધતું મારુ રુદન રઝળી પડ્યું,
હાસ્ય ને ક્રંદનની ભૂતાવળ બની ગઇ જિન્દગી!

વિશ્વમાં કો સાવકું સરનામું લઇ આવી ચડયો,
કાળની અબળે અજીઠી પળ, બની ગઇ જિન્દગી!

ફૂલ ને કાંટાની કુદરત છે, અરે તેથી જ તો–
ગુલછડીના ખ્યાલમાં બાવળ બની ગઇ જિન્દગી!

દિલ ન'તુ પણ વાંસનું જંગલ હતું, ઝંઝાનિલો!
આપ આવ્યા ? હાય! દાવાનળ બની ગઇ જિન્દગી!



## એક દિવસ

જિન્દગીના લાખ દિવસ, જન્મનો છે એક દિવસ;
–મોતનો યે એક દિવસ,
બેઉ એક એક દિવસ, વલખે છે જીવ વિવશ,
એક દિવસ પ્રાણનો ને એક છે પ્રણય–દિવસ,
એક પછી લાખ દિવસ, લાખ પછી એક દિવસ.



[૩૧]

## પથ્થર નથી કહેતો

તને હું ક્રૂર પણ કહેતો નથી, કાયર નથી કહેતો;
મને ખામોશીઓ લોંકાય છે, ખંજર નથી કહેતો.

મિલનના રંગ ઘૂંટું છું, વિરહરસના કસૂંબામાં;
કરું છું કેફ, પણ એ કેફને બખ્તર નથી કહેતો.

સમંદરના તરંગોનું શમન થાતું સમંદરમાં,
બન્યું મઝધારમાં તે હું કિનારા પર નથી કહેતો.

કહ્યું કો શિલ્પકારે અણઘડેલા સંગેમરમરને,
તને મૂર્તિ નથી કહેતો, અને પથ્થર નથી કહેતો.

મિલનની બંસરી છેડાય ને હૈયાં અજંપામાં
ઘડીભર થરથરે. તેને કદી હું ડર નથી કહેતો.

જીવનમાં આપણો તો આ સદા તરસ્યો જ સંગમ છે:
હૃદયના નેક પ્રેમીને કદી પામર નથી કહેતો.

રહું છું પ્રેમભક્તિમાં જ ભીંજાતો અને ગાતો,
વસ્યું છું જે જિગરમાં તેને હું પિંજર નથી કહેતો.

ખરાબામાં ચડે છે નાવ મોજાંના ભરોસા પર,
અજાણ્યા કોઈ કાંઠાને કદી બંદર નથી કહેતો.

કલેજામાં પડી છે રાખ ઊર્મિની ને આશાની,
પ્રણયની ભસ્મને હું કોઈ દિન કસ્તર નથી કહેતો.

તને તારી સમજદારી મુબારક હો મહોબ્બતમાં,
મને આશક કહું છું, પણ હું કીમિયાગર નથી કહેતો.

★

# [૩૨]
## અલબેલો અંધાર હતો

ે રાત હતી ખામોશ, અષાઢી અલબેલો અંધાર હતો,
મરાંની ત્રમત્રમ વાણીમાં કંઇ પાયલનો ઝંકાર હતો.

ે રાત હતી ખામોશ, અને માટીનું અન્તર લાવી'તી,
ડીમાં દીપક જલતો'તો, એ દીપક નહિ પણ પ્યાર હતો.

લ વરસીને થાકેલ ગગનમાં સુસ્ત ગુલાબી રમતી'તી,
રતીનો પટ મસ્તાન, મુલાયમ, શીતલ ને કુંજર હતો.

ૂટે તે કેમ વિખુટો રસ્તો, એકલદોકલ રાહીનો ?
નાદાન તમન્ના હસતી'તી, ને તડપનનો તહેવાર હતો !

ત્યાં કોઇ વસીજ શકે નહિ, પણ જ્યાં અવરનવર સંગ્રામ થતા :
બે સરહદની વચ્ચેનો ટુકડો એવો આ અવતાર હતો.

આ દિલ પોતાને ડંખીડંખી હાય રે ચટકા ભરતું'તું !
એ ચૂંબનથી ચંદરવો આખો કેવો બુટ્ટાદાર હતો !

માસૂમ હવાના મિસરાઓમાં કેવી ઉદાસી છાઇ હતી,
કુદરતની અદા, કુદરતની અદબ, કુદરતનો કારોબાર હતો.

ઊર્મિનું કબૂતર બેઠું'તું નિજ ગભરુ દર્દ છુપાવીને,
આંખોમાં જીવનસ્વપ્ન હતાં, પાંખોમાં જીવનભાર હતો.

ભરતી ને ઓટ કિનારે ભમતાં, પણ હું તો મઝધાર હતો:
મન ભીનુંભીનું જલતું'તું એ આતશનો આધાર હતો !

*

ગુજરાતના અગ્રણી ને લોકપ્રિય શાયરોના જીવનકવન
આલેખતી પુસ્તિકા શ્રેણી

# ગુલઝારે શાયરી

પુસ્તિકા બારમી

## શ્રી મીનુ દેસાઈ

સંપાદક : કુલીન વોરા, કિશોર શાહ 'શિલ્પી'

વિજયા પ્રકાશન ૨૧૫, ચન્દ્રલોક, બી,
માનવ મંદિર રોડ, મુંબઈ-૬.

પુસ્તિકા છઠ્ઠી
વર્ષ બીજું

ઑગસ્ટ
૧૯૬૪

પ્રકાશક:-
વિજ્યા પ્રકાશન વતી
શ્રીમતી જ્યોત્સ્ના કિશોર શાહ.
શ્રીમતી બકુલા કુલીન વોરા.

મુદ્રણસ્થાન:-
ટાયં પ્રિન્ટરી.
૮, ગ્રીન સ્ટ્રીટ,
કોટ, મુંબઈ ૧.

છુટક નકલની કિંમત ૭૫ પૈસા.

# વિજયા પ્રકાશન

'ગુલઝારે શાયરી'નો પ્રારંભ ૧૯૬૨ માં કરવામાં આવ્યો હતો. પ્રથમ પુસ્તિકા ગઝલસમ્રાટ સ્વ. શ્રી રુસ્વા(?) ચૂંટેલી ગઝલોની બહાર પડી હતી. એ પુસ્તિકાએ ગઝલરસિકોમાં ખૂબચકચાર મચાવી દીધો, જેને પરિણામે ચાર જ માસના ટૂંકાગાળામાં એની બીજી આવૃત્તિ કરવી પડી. ત્યાર પછી જ પુસ્તિકાઓમાં જળવાઇ રહેલા સારા ધોરણને લીધે આ શ્રેણીની માગ માત્ર ગુજરાત જ નહીં, પણ જ્યાં ગુજરાતીઓ વસે છે તેવા દેશો સિલોન, પાકિસ્તાન, આફ્રિકા અને ઈંગ્લેન્ડ સુધી વિસ્તારી આ શ્રેણીમાં બીજી ચાર પુસ્તિકાઓની પણ બીજી આવૃત્તિ પ્રગટ કરવી પડી છે. ગુજરાતના આવા ઉમળકાભર્યા સત્કાર માટે અમે સર્વ વાચકવર્ગનો અને સર્વ શાયરોનો હાર્દિક આભાર માનીએ છીએ.

'ગુલઝારે શાયરી'ની અગિયાર પુસ્તિકા સુધીના સતત પ્રકાશન પછી સંયોગવશાત એમાં અવરોધ ઊભો થયો હતો અને જેને પરિણામે બારમી પુસ્તિકાને પ્રગટ થયાને અક્ષમ્ય સમય નીકળી ગયો, વિજયા પ્રકાશનની નવી રચનામાં આ શ્રેણીનો પૂરો વિકાસ સાધવાનું નક્કી થયું છે. નવી રચનામાં નવા રૂપરંગે આ શ્રેણી પુનઃ પ્રકાશન પામતી રહેશે. 

ગુજરાત અને ગુજરાત બહાર સર્વત્ર કાવ્યરસિકોની ચાહના પ્રાપ્ત કરનાર આ પુસ્તિકા શ્રેણી 'ગુલઝારે શાયરી'મા અત્યાર સુધીમા નીચે મુજબ શાયરોની પુસ્તિકાઓ પ્રગટ થઈ ચૂકી છે.

| | |
|---|---|
| ૧ શયદા * | ૭ 'મરીઝ' |
| ૨ આસિમ રાંદેરી * | ૮ 'સગીર' |
| ૩ નીનુ મઝુમદાર * | ૯ સૈફ પાલણપુરી |
| ૪ અમૃત 'ઘાયલ' * | ૧૦ વેણીભાઇ પુરોહિત |
| ૫ 'શૂન્ય' પાલણપુરી | ૧૧ પ્રભુલાલ દ્વિવેદી |
| ૬ બરકત વીરાણી 'બેફામ' | ૧૨ મીનુ દેસાઇ |

અને હવે નવા રૂપેરંગે પ્રગટ થનાર પુસ્તિકાના શાયર છે

**શ્રી મહેન્દ્ર વ્યાસ 'અચલ'**

* આ પુસ્તિકાની બીજી આવૃત્તિ થયેલી છે.

પ્રત્યેક પુસ્તિકાની કીમત છે માત્ર ૭૫ પૈસા.

આગામી ૭ પુસ્તિકાના સેટની કિમત રૂા. ૪.૫૦ પૈસા છે. જે સાથે ભરનારને પોસ્ટેજ માફ કરાયુ છે.

*** આપ આજે જ નામ નોંધાવી દો ***

**વિજયા પ્રકાશન**

૭૫, બી ચન્દ્રલોક, માનવ મંદિર રોડ, વાલકેશ્વર, મુંબઈ-૬.

# જીવનસખીને

ચહુ જન્મોજન્મે મણિમય મધુ સુખ મળતુ



ગણ્યું છે. સર્જક માટે આટલો આત્મસંતોષ શું પૂરતો નથી? એક અંગત દાખલો કાંઈક સંકોચપૂર્વક નોંધીશ. આ પુસ્તિકામાં "આ જિન્દગી" એ રચના છે. 'સંસ્કૃતિ' ઉપરાંત લગભગ સાતેક સામયિકે એ ઉતારી હશે. વાચકો તરફથી ઠીક ઠીક પત્રો પણ મળેલા. સહુને એમ થયેલું કે જીવવું તો એવી ખુમારી સાથે જ. કવિતામાં જીવનરસને ટપકાવવાનું અદ્‌ભુત સામર્થ્ય ન હોત તો આમ બનતે ખરું? શ્રી રામનારાયણ પાઠકે પણ તેથી જ કહ્યું હશે કે 'જે વસ્તુમા જેટલુ જીવન રહસ્ય તેટલો રસ માનવ સર્જન સાથે તુરત જ કવિતા પણ જન્મેલી છે, એટલે જ તો શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદીના શબ્દોમાં નોંધીએ તો, જો કવિતા ના હોત, બીજું બધું હોત અને માનવજીવનના અનંત રાસ વચ્ચે એ કવિતા દીપાવલી ના હોત તો એ જીવન સ્મશાનથી પણ અકારૂં હોત.

કવિતામાં આનંદ પ્રાધાન્ય છે. કરોડો લોકો કવિતા રચી શકતા નથી. તો એ માટે સારી કવિતાનું રસપૂર્ણ વાચન અનેક રીતે ઉલ્લાસ પ્રેરવામાં મદદરૂપ બને છે. એટલે જ કવિવર ટાગોરે પોતાના જીવન પ્રસંગો આલેખતાં ગર્વભેર નોંધ્યું છે કે "આપણે કવિઓ અને કલાકારો તે જ્યોતના સંદેશવાહક છીએ કે જે દુનિયાના નિર્દોષ આનંદથી દિપાયમાન છે. આપણે નાચીએ છીએ. અને બીજાઓને નચાવીએ છીએ આપણે હસીએ છીએ અને બીજાઓને હસાવીએ છીએ. આપણે ચિત્રો કાઢીએ છીએ આપણે ગાઈએ છીએ. આ અનેકમાં પરિણમેલા 'એક' ના ખેલને 'હૃદયના ઊંડાણમાંથી આંતરિક બળથી સમજવું અને તેને બાહ્યરૂપ આપવું એ કવિઓનું કર્તવ્ય છે

કોઈ પણ સાચી કવિતા પછી તે ગઝલ હોય યા તેનો બીજો કોઇ પણ પ્રકાર હોય તેમાં ઉપલું વાસ્તવિક સત્ય થોડુંક પણ સચવાયેલું રહેવું જોઇએ. કવિતા અંગે આટલું હું માનું છું.

ગુરૂપૂર્ણિમા
૨૪-૭-૬૪

મીનુ બ. દેસાઇ

## અનુક્રમણિકા


| ક્રમ | | પૃષ્ઠ |
|---|---|---|
| ૧ | તાજમહાલ | ૧૧ |
| ૨ | મહેફિલ | ૧૪ |
| ૩ | મંજિલ | ૧૪ |
| ૪ | આ જિન્દગીની મહેફિલે | ૧૫ |
| ૫ | કબ્રની વાણી | ૧૬ |
| ૬ | શ્રી અરવિન્દને | ૧૭ |

| | | |
|---|---|---|
| ૭ | પુછું છું મોતને હું | ૧૯ |
| ૮ | પથ્થર | ૨૦ |
| ૯ | શું હાર – શું જીત | ૨૧ |
| ૧૦ | અગ્રસાર | ૨૩ |
| ૧૧ | લલાટે | ૨૫ |
| ૧૨ | પુ. ગુરુને | ૨૭ |
| ૧૩ | જિંદગીના જામ પર | ૨૮ |
| ૧૪ | જડીબુટ્ટી | ૨૮ |
| ૧૫ | સાયગલને | ૨૯ |
| ૧૬ | પ્રેમનો સત્રાબ [illegible] | ૩૧ |

# તાજમહાલ

શાહે જહાંનો તાજ જોયો
વાહવાહ, શો નાઝ જોયો,
સાથસાથે રાજ જોયો,
તાજ જોયો, સાજ જોયો—
ભવ્યતા ભરપૂર છે—
ને દબદબામાં મસ્ત કોઈ મયૂર છે
તેજનું કેવું ભર્યું નૂર છે!
પણ એ બધું તો ઠીક છે,
મુમતાઝ જો એવું સમજતી હોય કે
પ્યાર એના પર અહીં સારીયે સૃષ્ટિ છે ફિદા,
યા સમજતી હોય કે,

સૌન્દર્યનુ માદક સ્વરૂપ એને મહિલીને જ છે કેવળ મજ્યું
તો દીવાનો ખ્યાલ છે.
નક્કી જ તો તો માનવું કે
એ બિચારીનો તરંગી લાલ છે!
કૈંક એવી તો રૂપાળી, રૂપના અંબાર જેવી,
નાજુક અને નમણી નજરની નારીઓ;
ને વળી નરગિસનાં ફૂલો સમી સુકોમલી
બેતાજ મુમતાઝો સમી
આવી અને,
લાખો લયેલાઓ બની ચાલી ગઇ,
ખુશ્બોભરી નિજ જિંદગીની;
ગુલ ગુલાબી દિલ્લગી ભેગી કરી,
પ્યારના તાજ–અ–તાજ નામે પર
કુરબાન થઇ.
પણ બિચારીઓ બધી મુફલિસ હતી.
એના પ્રિયતમ.પાસ કોડી ના હતી;
તો કહીંથી મકબરા ને. તાજ એ સર્જી શકે?
એ જ રીતે
લાખ દીવાના થયા,
મજનૂ જગે,

માનેલ નિજ કલ્પના તણા એ પ્યારમા,
ચકચૂર થઇ
કંઇ કંઇ બિચારા ખાકભેગા થઇ ગયા.
એ ખાખની જોવા મળે ના ક્યારે,
તો તાજ શો ને વાત શી ?
પૈસા થકી સર્જેલ વૈભવનો નશો
એના હિસાબે ના કશો.
ઇતિહાસ જો સાચું કહેતો હોય તો
એ પ્રેમના રસરાજને જીવંત કરનારા કંઇ
કસબી કલાકારો બિચારાના કરો
શાહજહાંના હુકમથી છૂટા થયા
નિર્દયપણે, જલ્લાદ જેમ.
એ જ શાહિ પ્રેમની શું આ
બધી છે ભવ્યતા ?
વાહ વાહ, મેં તાજ જોયો !
પ્યારનો શો સાજ જોયો !

*

## મહેફિલ

મુસાફિર મયકના આવી, શરાબી તું સદા બનજે,
મહોબ્બતની મહેફિલમાં સનમ સરકાર તું કરજે;
સનમના ભવ્ય મયખાને, કદમ સાબૂત તું ભરજે,
'ન દિલ પર ડાઘ કંઈ લાગ્યો' મને તો, તુંય ના ડરજે.

## મંજિલ

પાંગરે તમ પ્યારના સુરે સદા,—
જિંદગીની સૌ ગુલાબી મંજિલો.

*

# આ જિન્દગીની મ્હેફિલે

હે તાત યાચુ આટલું—
જે ખુમારી પર સજાઈ આ ગુલાબી જિન્દગી
એ ખુમારીથી સદા જાગ્રત રહી,
કોઈના ચૂમુ નહીં હું પાય યાચુ આટલું

આ જિન્દગીની મ્હેફિલે—
ફૂલો બદલ હાથે ચડે છે કંટકો.
એ કંટકો સત્કારવા તૈયાર છું,
પણ, બુઝદિલોના દિલને બહેલાવવા લાચાર છું.

હો બને દુનિયા ખફા.
હો દોસ્ત પણ ફેરી દીએ છેહની વફા,
ખૂનને ખાબોચિયે ભીંજાઉં તો યે હે પ્રભુ!
ઉન્નત કરેલા શિરને તું રાખજે ઉન્નત સદા.

# કબ્રની વાણી

ફૂલની ગજના બનાવી અર્પતો એને સદા,
ને સમજતો મૂર્ખ કે કર્તવ્ય કીધું મેં અદા.

જિંદગીના જામમાં મસ્તાન થઈ ચાલી ગઈ,
આશના ભોળા હૃદય પર પ્રેમદા ટાળી ગઈ.

એક રાતે પુષ્પના ઢગલા કરી પહોંચ્યો કબર,
આકાશથી તારા બધા હસતા હતા મૂર્ખાઈ પર.

તુર્તજ વદી, ઊચા કરી ત્યાં કબ્રમાંથી બેઉ કર.
ફૂલડાં શાને ચડાવો ખાકના અંબાર પર?

દેહ સુતો'તો કવિતાનો બનીને રાજહંસ,
રાગિણી બેઠી હતી લેને ગળામાં માલકંસ,
આ ત્રિપુટી સત્ય, શિવ, સુંદર તણી
ઝૂમી રહી'તી મુખનું વર્તુલ બની
મુમતાજના યે તાજને શરમાવે એવો સાજ હતો,
પથ્થર નડાતો, તે છતાંયે દીપ્તિમય પોખરાજ.
શું કવિના દિલનો જાણે અનુપ રસરાજ હતો
ત્યાગ ને વૈરાગ્યનું ત્યાં અપૂર્વ દૈવત ઓળખ્યું
મેં મોત હસતું નીરખ્યું.

સંવેદને સર્જેલા ઊંડી સાધનાનો નુર એ—
આખા જગતને ઓજસે આંજી ગયેલું નૂર એ,
એમાં અલૌકિક ઈશ્વરી છાયા હતી,
પૂર્ણ ઓજસવંત એની નિર્મળી કાયા હતી,
પોંડીચેરીના પરમ ધામે જઈ સત્ય પારખ્યું
મેં મોત હસતું નીરખ્યું

*

# પુછું છું મોતને હું—

ફાની આ જિન્દગીમા રસ ના રહ્યો કદીથી,
પીસાગ આફતોમાં જોઈએ ન ભવ ફરીથી;
ઇચ્છા વિચારી ઉરની, યમ આગમન થયું ને—
પૂછું છું મોતને હું, મળશે જીવન ફરીથી.?

એણે કહ્યું કે ના, ના, મળશે નહિ ફરીથી,
સંતોષ પામી, તર તો, હસ્યો ફરી ફરીથી
પણ હાસ્યમાં હતી, કંઇ ગ્લાનિ છુપાઈ ખૂણે,
તેથી ફરીને પૂછ્યું, ' મળશે કે ના ફરીથી ?

*

## પથ્થર

સાગર કિનારે ઘૂમતાં
પથ્થર ભયાનક દૂર હડસેલી દીધો
કોને ખબર કે એ જ પથ્થર એકદી
શિલ્પીના કો ટાંકણે ટંકાઇ ને
ભગવાનપદ પામ્યો હશે,
ને મૂઢ જેવો મૂક થઈને હું જ તે
પથ્થર કને નીચું નમાવી શીશ આ
લાખ કોટિ વંદનો ધરતો રહીશ.

*

# શું હાર—શું જીત ?

મને મોજ આવે !
કદી હાર આવે, કદી જીત લાવે
અનેરી મજા તો જ આવે.

જીવનમાં ભલા ! હાર શું, ને વળી જીત ?
મળે હાર તો પૂરે છે જીતનું સ્મિત.
ઘુંદાતાં, દબાતાં ને ડુસકાંઓ ખાતાં—
છતાં જીવી જાવું તો હસતાં ને ગાતાં.

" 'ધૂર્ત' ! આખરે તો તું હારી ગયો ને ?'
કદી વેણુ હૈયે જો અથડાઇ એમે
ધરી રાખતો મા એ અંતરની આથ.
જીવનજંગમાં રંગ કંઇ વાર આવે,
કદી હર્ષ ઉલ્લાસ નિઃશ્વાસ લાવે,
આંસુ કદી ઓવે, કદી સ્મિત ઝુલાવે
જીવનની બધી હાર કે આવતી જીત,
દીસે જીરવી જાણજે મર્દની રીત
વિયોગી પળો જાય, આવે મિલન-પ્રીત;
જીવનમાં ભલા ! હાર શું, ને વળી જીત ?

*

# અણસાર

'પ્યારના ઈનામમાં આપી શકે છે આટલું ?
આંખનો ચમકાર સહેજે આપશે ?
"હા, દઉં છું, આ પળે ચમકાર મમ ચક્ષુ તણો.
જ્યાં સુધી નયણાં તણો નમણો નશો
તારા હિસાબે ના હશો'
બસ, ત્યાં સુધી આ ઠીક છે."
હિમ્મત ધરી માગ્યું વધુ
"આપી શકે છે ?

પ્યારના ઇનામમાં તુજ જિન્દગી ?
પગારને તો ચોરી ગયો, તો યે વદ્યો,
"જા, માગતાને વાર બસ
તારે કદમ ખુશબોભરી આ જિંદગી મૂકી દઉં;
કંઇ જતનથી જાળવેલી
જિન્દગી ગુલગુલાબી દિલ્લગી
તારે ચરણ, જા ફઇ દઉં.
જ્યાં સુધી જીવતર તણા નવનીત પર,
આજ સમી તારી નજર દોડી નથી.
બસ, ત્યાં સુધી આ જિંદગીની ભેટ પણ
મારા હિસાબે કંઇ નથી, જા કંઇ નથી."

*

# લલાટે

પ્રતીતિ કરાવે કે ડરપોક નથી તું
બતાવે કે છું નાદી દિવાનીની હું
અખંડ આંખનો જો પીવાડે નશો તું

તો કુરબાન થઈને કહું છું જિગરથી
અમરતાને આરે લઈ જઈશ તને હું

અનુપમ એ દિવાનું એન્સ મળે જો
અને બે જિગર એક સાથે ભળે જો
કદી રોષ ને દોષ પણ તું ગળે જો

તો હૈયા પરે હાથ રાખી કહું છું :
અમરતાને આરે લઈ જઈશ તને હું

એ આંખોથી આંખો જો મળતી રહેશે,
એ નૂર–અંજન અહર્નિશ વહેશે
એ આંખનો જુલ્મ પણ જો સહેશે

તો પ્રેમના નામે સોગંદ ધરું છું
અમર તાને આરે લઇ જઇશ તને હું

કદાપિ જો એ નાહીં બન્યું બનાવ્યું
અગર ખુશબો આપી સુમન તેં સુધાવ્યું
કે પીઠેથી હળવેક ખંજર હુલાવ્યું

તો યે અમરતા તું પામીશ જરૂરજ
જગત બુઝદિલો ના લલાટે લખીજે

*

## ૫. ગુરુને

તારે ચરણુ મારે નથી લેટી જવું
કે ના ચરણુ ચૂમીને તારા સહેલથી
સુખની લોલુપતાયે ના જરી.
બસ જો નસીબે ખાક બનવાનું મળે
તારે કદમ.

*

## ખુશબો

ફૂલને પૂછ્યું, 'તું કાં આ ધુળમાં રોળાય છે?
તેજ તુજ મોંઘેરું જો આ પલક માં વિલાય છે.
તે વદ્યું: 'શું' ના ખબર કાં ધૂળમાં રોળાઉં છું?
ધૂળમાં પણ ફૂલની ખુશબો જ હું ફેલાઉં છું!

*

## જિન્દગીના જામ પર

બરબાદ ને બદનામ થાતા હું ચહું,
જીંદગી આખી જલાવી છે મગર,
આંખની કીકી પરે વેરાયેલાં મોતી બધાં
તેજ એનું પાથરી દે જિંદગીના જામ પર

*

## જડીબુટ્ટી

દોર જેણે સાચવી શ્રદ્ધા તણી,
જીવવું તેણે લીધું જાણી નકી.

*

# સાયગલને !

ના ફરી મળશે કદી
દિલની તારી એ સુરાવલિઓની ખુશ્બૂ સાયગલ !
એ લહર, દર્દભર્યાં દિલનો અનન--
ના ફરિ મળશે કદી.
શાહજહાં, ફરિયાદ તારી યાદ છે
મુમતાઝની મીઠી મહોબત યાદ છે
દર્દનો બેદર્દ એવો તું બન્યો'તો દેવદાસ
પારૂતણાં અંતરમહીં રેલી રહ્યો આશા-પ્રકાશ.
હા, ત્યાં વિજય તારો હતો--
ને ભયતણો મારો હતો.

ખૈયામની મહોબ્બતના હૈયા મહીં
ઇશ્કે-ફકીરીથી ભરેલા જામને—
દર્દની પાઈ કવિતા જીવતી,
ત્યાં તું ગયો જીતી ઉમર-ખૈયામને !
ના ફરિ મળશે કદિ
દિલના તારો સુરાવલીઓનિ ખુશ્બૂ સાયગલ !



# પ્રેમનો સવાલ

કાન તો ઉલ્લાસના અંજન ભરી
 આંખ સાથે આંખ અથડાતી હતી
અંજનો શું ખાક ભેગા થઈ ગયા,
 આજ એ આંખો અજાણી કાં થતી?

મેં સહ્યું છે ને સહીશ પળપળ સદા,
 ઘાવ દિલના તુજ વિના કોને ખબર?
જખમમાં પણ છે ભરી લિજ્જતો
 હોય જો દિલને જરા જેવી સબર.

ના મને સ્હેજે તમા કે નામોશી
પ્રેમમા ખુવાર થવામાં મઝા ;
ઇસ્કની ખુશબો સદા ચાહનાર છું,
છો ભલેને દોડતી આવે કઝા !

આવજો મુજ કબ્ર પર આંસુ વિના
ખાક–દગ પર રેડતી ના ચશ્મ–આબ;
એટલું કરશો અગર દિલથી હસી
પ્રેમનો મળશે તને સાચો સવાબ.

*

શ્રી મહેન્દ્ર વ્યાસ, 'અચલ'

# ગુલઝારે શાયર




વર્ષ :
પુસ્તિકા
સળંગ અ.

ગુજરાતના અગ્રણી ને લોકપ્રિય શાયરોનાં જીવનકવન
આલેખતી પુસ્તિકાશ્રેણી

# ગુલઝારે શાયરી

મહેન્દ્ર વ્યાસ



૧૩.

સંપાદન: કુલીન ક. વોરા
કિશોર શાહ 'શિલ્પી'

**વિજયા પ્રકાશન**
૨૧૫, 'બી' ચન્દ્રલોક, માનવમંદિર રોડ, મલબારહિલ, મુંબઈ-૬

પુસ્તિકા પહેલી
વર્ષ ત્રીજું
સળંગ ક્રમ તેર

ઑક્ટોબર
૧૯૬૪

છૂટક નકલના ૭૫ પૈસા
૭ પુસ્તિકાના સેટના રૂ. ૪–૫૦
હિન્દ બહાર છૂટક નકલનો ૧–૦૦
૭ પુસ્તિકાના સેટના રૂ. ૬–૦૦
પોસ્ટેજ અલગ.

પ્રકાશક :
વિજયા પ્રકાશન વતી
શ્રીમતી જ્યોત્સના શાહ
શ્રીમતી બકુલા વોરા

મુદ્રક :
નીરંજન પૃ દલાલ
નીતીન આર્ટ પ્રિન્ટરી
ખેતવાડી ૯ મી ગલી,
મુંબઈ–૪.

# વિજયા પ્રકાશન

ગુજરાતી સાહિત્યમાં સત્ત્વશીલ પ્રકાશનો અર્પવાના શુભાશયથી થોડાંક વર્ષો પૂર્વે નાના પાયા પર આ પ્રકાશન સંસ્થાનો પ્રારંભ કરવામાં આવ્યો છે. એમાંયે આપણે ત્યાં ગઝલ જેવા વિશિષ્ટ કાવ્ય પ્રકાર પરત્વે ખાસ લક્ષ્ય આપવાનું વિચાર્યું હતું, જેમાં મુખ્ય પ્રવૃત્તિ તરીકે ગુજરાતના નોંધપાત્ર શાયરોની ચૂંટેલી કેટલીક કાવ્ય-કૃતિઓ અને એમનાં જીવનકવનનો પરિચય આપતી પુસ્તિકાશ્રેણી પ્રગટ કરવાનું સ્વીકાર્યું હતું.

તે પ્રમાણે ૧૯૬૧માં 'ગુલઝારે શાયરી'નો પ્રારંભ કરવામાં આવ્યો. એનાં આકર્ષક સ્વરૂપ અને ગુજરાતના અગ્રણી શાયરોની ઊંચી કક્ષાની કાવ્યકૃતિઓને લીધે આ પુસ્તિકાશ્રેણીને ગુજરાત સમગ્ર અને ગુજરાત બહાર સર્વ સ્થળેથી ઉચિત આવકાર સાંપડયો છે.

ગઝલની આંતરિક ગુણવત્તાના સતત વિસ્તાર અને પ્રજામાં એની સમજને પ્રસારવાના ખૂબ આશયને લીધે ૧૯૬૪ના માર્ચમાં મુંબઈમાં પ્રથમ અખિલ ગુજરાત શાયર સંમેલન વિજયા પ્રકાશન દ્વારા જ યોજવામાં આવ્યું. આ સંમેલનમાં પ્રથમ જ વાર ગઝલ વિશે અનોખો પરિસંવાદ યોજાયો. અને એ નિમિત્તેના મુશાયરામાં ગુજરાત--ભરના ચાલીસેક જેટલા શાયરો રજૂ થયા હતા. સંમેલનને ધારી સફળતા પણ પ્રાપ્ત થઈ.

હવે 'ગુલઝારે શાયરી'ની અત્યાર સુધીમાં પ્રગટ થઈ ચૂકેલી બાર પુસ્તિકાઓ પછીની વધુ પુસ્તિકાઓની યોજના સાકાર થવા માંડી છે, જેમા પૂર્વે પ્રમાણે વરસમાં છ શાયરની પુસ્તિકાઓ થશે.

આ પુનઃ પ્રારંભની લાંબી મંજિલમાં ગઝલ સાહિત્યના ઊંડા રસિક શ્રી કિશોર શાહ "શિલ્પી" સામેલ થયા છે અને અમારા બંનેના સહકદમ અમારાં ધ્યેયને પામવામાં વધુ સરળતા અર્પશે. મારે એમનો આભાર માનવો હોય તો કયા શબ્દોમાં માનવો? એ ઔપચારિકતાથી દૂર જ રહું તો!

—કુલીન વોરા

'ગુલઝારે શાયરી' અત્યાર સુધીમાં પ્રગટ થયેલી
પુસ્તિકાઓના શાયરોની નામાવલિ આ પ્રમાણે છે.

| | |
|---|---|
| ૧. શ્રી 'શયદા' | ૭. શ્રી મરીઝ |
| ૨. શ્રી આસિમ રાંદેરી | ૮. શ્રી સગીર |
| ૩. શ્રી નીતુ મંઝુમદાર | ૯. શ્રી સૈફ પાલનપુરી |
| ૪. શ્રી અમૃત ઘાયલ | ૧૦. શ્રી વેણીભાઈ પુરોહિત |
| ૫. શ્રી શૂન્ય પાલણપુરી | ૧૧. શ્રી પ્રભુલાલ દ્વિવેદી |
| ૬. શ્રી બરકત વિરાણી 'બેફામ' | ૧૨. શ્રી મીનુ દેસાઈ |

૧૩. શ્રી મહેન્દ્ર વ્યાસ 'અચલ'

ચૌદમી પુસ્તિકાના શાયર છે શ્રી ગની દહીંવાલા

પ્રત્યેક પુસ્તિકાની છુટક નકલની કિંમત
૭૫ પૈસા છે.

૭ પુસ્તિકાના સેટના રૂા. ૪-૫૦

હિન્દ બહાર છુટક નકલની કિંમત રૂા. ૧
તથા
સેટના રૂા. ૬ પોસ્ટેજ અલગ.

## વિજયા પ્રકાશન



દ્વારા જ પ્રગટ થતું માસિક

# સેતુ

વાર્ષિક લવાજમ: રૂા. ૫

જેમાં વિવિધ કળાઓના પ્રવાહોનો પરિચય અપાય છે.
આ બન્ને પ્રકાશનો માટે આપનું નામ અવશ્ય નોંધાવો.

# શ્રી મહેન્દ્ર વ્યાસનું કવન

આ માણસની મોટામાં મોટી વિશિષ્ટતા મારી નજરમાં વસી છે તે એ છે કે શિક્ષણ અને વિજ્ઞાનના ક્ષેત્રમાં એમને જેટલી કામયાબી મળી છે એટલી જ કામયાબી એમને કવિતાના ક્ષેત્રમાં પણ વરી છે.

દિલને એ જ્યારે છૂટું મૂકી દે છે ત્યારે એ કવિ બની જાય છે, શાયર બની જાય છે.

કવિ તરીકેની લગનીના બીજ મહેન્દ્રનાં હૈયામાં રાજપીપળાથી જ વવાયાં હતાં. અને એ બીજ વાવનારા હાથ કવિ શ્રી ચન્દ્રસીંહ બારોટના હતા. તે સાથે સાથે સંગીતની રુચિ પ્રગટાવવાનો યશ રાજપીપળાના શ્રી હરેન્દ્ર દેસાઈ અને શ્રી ગજેન્દ્ર ભટ્ટની સંગતને આભારી છે.

તે પછી કોલેજના અભ્યાસ અર્થે એમને જ્યારે સુરત વસવું પડયું ત્યારે સુરતમાં તેઓ જ. અમીન આઝાદ અને જ. ગની દહિંવાલાના પરિચયમા આવ્યા. આ પરિચય એમને ગઝલરંગ તરફ ખેંચી ગયો.

આમ રાજપીપળાનો એ સમયનો એ નવોદિત ગીતકાર સુરત આવીને ગઝલના રંગમા રંગાઈ ગયો. હવે ગીત અને ગઝલ કાવ્યના આ બંને પ્રકારોના એણે એની ઊર્મિઓના ઝૂલા બનાવી દીધા.

કાવ્યના આ બને પ્રકારો પર આજે તો એણે બહુ સુંદર હથોટી જમાવી લીધી છે. એની ઊર્મિઓ કદિક ગીતની ડાળ ઉપર તો કદીક ગઝલની ડાળ ઉપર બેસીને ટહુકી ઊઠે છે. અને કાળ ગમે તે હોય પણ એના ટહુકાર એકસરખા મીઠા અને એક સરખા મસ્ત હોય છે

આ માણસનાં ગીતોમાં એક અનોખી મીઠાશ છે, જ્યારે ગઝલોમા એક અનોખી ખુમારી છે.

ગઝલો પાછળ મેં બે પ્રકારના પ્રેમીઓને સંતાયલા જોયા છે. એક યાચક પ્રકારનો પ્રેમી અને બીજો ખુમારી ભર્યો પ્રેમી. મહેન્દ્રની

ગઝલોમાં મેં હંમેશા ખુમારી ભરપુર પ્રેમીને જોયો છે, યાચક પ્રકારના પ્રેમીને નહીં. પ્રેમીને યાચના કરવી પડે એ મને પણ નથી ગમતું, મહેન્દ્રને પણ નથી ગમતું. અને માટે મને મહેન્દ્રની ગઝલોનો પ્રેમી ખૂબ ગમે છે.

એના ગીતોમાં ભક્તિ રસ પણ છે અને શૃંગાર રસ પણ છે. આ બંને છે. આ બંને રસોમા એ ખૂબ ખીલે છે. અને એક સરખી રીતે ખીલે છે.

મહેન્દ્રની ગઝલોમાં રહેલાં પ્રેમીની ખુમારી આવી છે :

મન છે બીજાનુ એટલું ઓ રૂપ!
ના ય ગમે તું ગમતાં ગમતાં.



પવનને વળી કોઇ ટેકો શું આપે?
અમે ઉડવાના સહારા વિના પણ.



તમે જેને મઝધાર માની ડરો છો
અમે એના પાણીને જઈ માપવાના.
તમે ચાલવાના અને થાકવાના
અમે થાકવાના અને ચાલવાના.



કવિતા ઉપરાંત આ માણસને કંઠ પણ મળ્યો છે, સંગીતમય કંઠ અને આ કંઠ એમને માતા તરફથી વારસામાં મળ્યો છે. માળા કંઠમાંથી નિર્ઝરેલા ભજનોની મીઠાશે મહેન્દ્રના હૈયાને એટલું ભીંજવી મૂક્યું છે કે એ મીઠાશને એ કદી ભૂલી શકતો નથી. એ મીઠાશ એના ભક્તિરસના ગીતોમાં પણ જોવા મળે છે અને શૃંગારરસના ગીતોમાં પણ.

અમીરી
તંત્રી : બેગમ.

# શ્રી મહેન્દ્ર વ્યાસનું જીવન

ભાઈ મહેન્દ્ર અને મારી વચ્ચેના સંબંધો બે પ્રકારના છે. અમે એકબીજાના મિત્રો પણ છીએ અને એકબીજાના દુસ્મન પણ.

મારું આ નિવેદન અમને બંનેને ઓળખનારા સૌ કોઇને આશ્ચર્યજનક લાગશે કારણકે અમને ઓળખનારા અમને હંમેશા ગાઢ મિત્રો તરીકે જ પીછાણતા આવ્યા છે. અમે એકબીજાના દુસ્મન છીએ એ વાત લોકો માટે તદ્દન નવાઈ પમાડનારી છે પંણ એ જેટલી નવાઈ પમાડનારી છે એટલીજ સાચી છે. આ વાત લોકો માટે નવાઈ પમાડનારી એટલા માટે છે કે લોકોએ અમને બંનેને અમે જ્યારે એકલા હોઇએ છીએ ત્યારે નથી જોયા. અમે જ્યારે એકલા હોઈએ છીએ ત્યારે એકબીજાની સખત ખબર લઈ નાખીએ છીએ અને એ ખબર લેવામાં અમે એવા શબ્દોનો પ્રયોગ કરવા સુધી પહોંચી જઇએ છીએ કે સર્વશ્રી વિષ્ણુપ્રસાદ ત્રીવેદી કે ઉમાશંકર જોષી જેવા સજ્જનો જો આ ભૂલેચૂકે સાંભળી જાય તો 'શાંતમ્–પાપમ્' કહીને ચાલતા થઈ જાય. મારો મતલબ એવા શબ્દ પ્રયોગોથી છે કે જે શબ્દપ્રયોગોની આપણા શબ્દકોષમાં કોઈ નોંધ લેવામાં નથી આવી.

આવા મિત્ર અને આવા દુસ્મનનો પરિચય આપવાનું કામ અઘરૂં છે. એટલા માટે અઘરૂં છે કે અમે બંને અત્યારે સાથે અને સામસામા નથી બેઠા. મહેન્દ્રની પીઠ પાછળ હું આ લખી રહ્યો છું, અને પીઠ પાછળ, અમને બંનેને એક એવી દુષ્ટ ટેવ પડેલી છે કે અમે એકબીજાના વખાણ જ કરીએ છીએ. અમારી નબળાઇઓ અને કમજોરીઓની ચર્ચા અમે એકબીજા પુરતી મર્યાદિત રાખીએ છીએ.

એટલે અહીં હું આપ સૌને મહેન્દ્રની એકજ બાજુનો અને એકજ બાજુનો પરિચય આપી શકું છું, અને તે એ કે એ ન. સારો માણસ છે અને મેં જોયું છે કે જે શખ્સ માણસ તરી અને માણસ તરીકે મઝાનો હોય છે એ માણસ બધી રીતે

બધી રીતે મઝાનો હોય છે. કમમાં કમ મારામાં આ અનુભવ છે કે માણસ તરીકે જે સારો તે બધી રીતે સારો હોય છે.

મહેન્દ્રમાં રહેલા આ સારાપણાનો યશ ખાસ કરીને ત્રણ વ્યક્તિઓને ફાળે જાય છે. એમાની સૌથી પહેલી વ્યક્તિ તે એમનાં માતુશ્રી, બીજી વ્યક્તિ તે એમના પિતાશ્રી અને ત્રીજી વ્યક્તિ તે એમનાં પત્ની કલાબહેન.

પિતા તરફથી મહેન્દ્રને બહુ સરસ અને સંસ્કારપૂર્ણ ઉછેર મળ્યો છે. માતા તરફથી પુરતી મમતા અને પ્રમાણસરના લાડ મળ્યા છે. અને પત્ની તરફથી ખૂબ જ ઉદારતા ભર્યો પ્યાર મળ્યોં છે.

આના પરિણામ રૂપે આ માણસમાં, એક તરફ જમા થોડુંક જક્કીપણું આવી ગયું છે તથા બીજી તરફ પ્રેમાળ અને સંવેદનશીલ હૃદય પણ મળ્યું છે.

સ્વભાવે એ ખૂબજ મિલનસાર છે અને મિલનસાર હોવાને કારણે એ જે કોઈના પરિચયમાં આવે છે એની નજરમા એ હંમેશાં આદરણીય બની રહે છે.. શિક્ષક તરીકેની સફળતામાં એના આ મિલનસાર સ્વભાવનો બહુ મોટો હિસ્સો છે.

ભાઈ મહેન્દ્રનો જન્મ રાજપીપળામાં થયો છે. એમનું પુરું નામ મહેન્દ્ર તનુલાલ વ્યાસ છે. ૩૦ મી મે ૧૯૨૫ ને। દિવસ એ એમના માતપિતા માટે બહુ શુકનવંતો દિવસ હતો કારણકે એ દિવસે એનો જન્મ થયો છે.

શરૂઆતનો એટલે કે મેટ્રીક સુધીનો અભ્યાસ એમણે રાજપીપળામાં જ કર્યો. તે પછી તેઓ સુરતની એમ. ટી. બી. કોલેજમાં જોડાયા અને ત્યાં રસાણશાસ્ત્રનો વિષય લઈને એમણે એમ. એસ. સી. ની ડીગ્રી મેળવી.

હાલ તેઓ મુંબઈની વિખ્યાત ન્યુ એરા સ્કુલમાં વિજ્ઞાનના શિક્ષક પણ છે અને વિજ્ઞાન વિભાગના વડા પણ છે.

[ ૯ ]

## ઓ મન !

ઓ મન !
તુંજ નથી સમજાતું !
વસંતમાં અશ્રૂ સારે ને પાનખરે ગીત ગાતું........

ધગધગતી મધ્યાન્હે મ્હાલે સાંજ પડે અકળાતું,
કંટક સાથે પ્રીત કરે ને પુષ્પોથી શરમાતું........

વિણ કારણ મુજથી રોષાઈ કયાંય જઈ સંતાતું,
રીઝે તો લઈ લાખ મનોરથ પડખામાં ના માતું........

હું ચંચળતા જ્યમ જ્યમ ત્યાગું, તું ચંચળ થઈ જાતું,
હું ધરતીપર મારગ ગોતું, તું આભે અટવાતું........

લોહતણી સાંકળના બન્ધે પળભર ના બન્ધાતું,
લાગણીઓના કાચા દોરે જીવનભર ઝકડાતું........

પરમાણુથી સૂક્ષ્મ સ્વરૂપે પાંપણમાં સંતાતું,
પળમાં રૂપ વિરાટ ધરીને બ્રહ્માન્ડે પથરાતું........

અગમનિગમના પ્રશ્ન ઉકેલી જાણી મેં કૈં વાતું,
ઓ મન ! મારી બુદ્ધિનાં મમ, તુંજ નથી વરતાતું........

ઓ મન ! તુંજ નથી સમજાતું



## સિતારા વિના પણ

અમારે મજા છે તમારા વિના પણ,
અમે જીવવાના અમારા વિના પણ.

હૃદયના દિપકને જલાવી જલાવી,
ઉજાળી છે રાતો સિતારા વિના પણ.

તુફાનોમાં શ્રદ્ધા બચાવે છે નૌકા,
કિનારો મળે છે કિનારા વિના પણ.

પવનને વળી કોઈ ટેકો શું આપે !
અમે ઊડવાના સહારા વિના પણ.

'અચલ' કાળનાં આ કદમ ચાલવાના;
અમારા વિના પણ, તમારા વિના પણ.



[ ૧૧ ]

## પ્રીત......!

કોઈ પ્રીત કરી તો જાણે........!
અંતરમાં આ શીતળ અગનને
કોઈ ભરી તો જાણે........!
દિવસ ઉગે બેચેન રહેવું,
રાત પડે મટકું નાં લેવું,
ખોવાયા ખોવાયા જેવી,
પળપળને વિસરાવી દેવી,
જીવતે જીવત આમ જીવનમાં,
કોઈ મરી તો જાણે........!
દુનિયાની તિરછી દૃષ્ટિમાં,
વેધક વાણીની વૃષ્ટિમાં,
મસ્ત બનીને ફરતા રે'વું,
મનનું કૈં મનપર નાં લેવું,
ખુલ્લે પગ કંટકભર પથ પર,
કોઈ ફરી તો જાણે........!
મોજાંઓના પછડાટોથી,
ઝંઝાનિલના આઘાતોથી,
સાગર જ્યાં રૂઠી પણ જાયે,
નૌકા જ્યાં તૂટી પણ જાયે,
એવા ભર સાગરમાં ડૂબી,
કોઈ તરી તો જાણે........!
કોઈ પ્રીત કરી તો જાણે........!

[ ૧૨

## તમારા સોગન

ગણે છે પ્રેમને આસાન તમારા સોગન,
જગત છે કેટલું નદાન તમારા સોગન.

હવે કો કોઈ ને મળવાનો કયા સમય રે' છે,
તમારી થઈ ગઈ પહેચાન તમારા સોગન,

તમારૂં મિલન પણ એ કયાં જુએ છે ઘડિક!
સમય છે કેટલો બેધ્યાન તમારા સોગન.

ગણી શકાય છે શું આભના સિતારાઓ?
ગણાવું કેટલા અરમાન તમારા સોગન.

હવે તો કયાંક મળી જાય ઘર તો રાખી લઉં,
તમારો કયાં સુધી મહેમાન તમારા સોગન.

કંઈક એવી રૂપાળી છે મારી નાવ 'અચલ'
કિનારો પણ કરે તોફાન તમારા સોગન.



[ ૧૩ ]

## વિચાર કરે

મને થયા તો કરે છે કે કોઈ પ્યાર કરે,
જરાક થોભી જઉં કોઈ જો પુકાર કરે.

સજાવી દઈશ જવાનીથી હું ચમન એવું,
બહાર કાયમી વસવાટનો વિચાર કરે.

અમારૂં પહેલું મિલન છે, સૂરજને કોઈ કહો,
કરે ના ખોટી ઉતાવળ અને મ્હોડી સવાર કરે.

ફરૂં છું તેથી છુપાવીને એને પડખામાં,
રખેને કોઈ હૃદય પર નજર લગાર કરે.

અમે મરી જો જવાનાં તો લાગણી માર્યાં,
'અચલ' પ્રયાસ સફળ મોત છો હજાર કરે.



## તમારા જેવું

એમ લાગ્યું કે મળ્યું કંઈક સહારા જેવું,
કોઈનું સ્મિત હતું સ્હેજ તમારા જેવું.

એટલો ભેદ હું મઝધારનો પામી તો ગયો,
ડૂબતાં આવડે તો ત્યાં છે કિનારા જેવું.

દિલ મહીં દર્દની જ્વાળા ને જુવાનીનો પવન,
કોઈ સળગી તો જુએ આમ અમારા જેવું.

તું રહે પૃથ્વીસમી દૂર ને હું જોઈ રહું,
ચાહવું મારે નથી નભના સિતારા જેવું.

કેમ ના ગીત ગુંજું; ભાર હૃદયનો ઠલવું!
કોઈ આતુર હો સામેજ તમારા જેવું.

હું તેથી લાગણીવશ થઈને 'અચલ' હે 'તો નથી,
છે મારું આગમન અહિંયાં તો જનારા જેવું.



## હસતાં હસતાં

એમનીસાથે ફરતા ફરતાં,
જીંદગી વીતી રમતા રમતાં.

આંખ મળી ગઈ મળતા મળતાં,
વાત બની ગઈ બનતાં બનતાં.

એમનાં મનની વાત ના પૂછો,
રોઈ પડે છે હસતા હસતાં.

એક હૃદય ને કેટલા જખ્મો!
કેટલી વસ્તી વધતાં વધતાં!

પ્રેમની વાતો પાપ નથી કે,
કોઈને કહેવી ડરતાં ડરતાં.

મન છે મિજાજી એટલુ આ રૂપ!
નાંચ ગમે તું ગમતા ગમતાં.

આપના દિવસ સાચવી લીધા,
રાતને ઓછી કરતાં કરતાં.

પ્રેમ 'અંચલ'ના ઝેર જીવનનું
જીરવી જશે હસતાં હસહતાં.

❀

[ ૧૬ ]

# ફાગ

ધગ ધગતો ફાગ આયવો
ધગ ધગતો ફાગ !

મધરે વગડામાં શીળો વડલાનો છાંયડો
આવજો પરદેશી પ્રીતમ !
મળવાનો લાગ આયવો............

ધીક રે ધરણીના હાડ,
વાવડી, નદિયુ, નવાણ,
ગોત્યું રે મળે નાં એકે ઊડતું પંખેરૂં આલે,
એવે રે મનડાને
મારા લેરૂનો ફાગ આયવો............

ત્રણ રે મોસમનાં તોરણ
આગણિયે કરમાયાં મારાં,
ચાંદની રાતોનાં આંજણ
આંસૂડે ધોવાયાં મારાં,
બાર બાર માસના ઝૂમખેથી એવો એક દિવસ
મને રે દેવાને ઓ શૂંહા !
તને નાં યાદ આયવો............

[ ૧૭ ]

## અંગાર જેવું

મળી જાય એ તો પૂછી લઉં કે
દિલમાં મને શું બળે છે આ અંગાર જેવું,
નથી નિંદ રાતે, નથી ચૈન દાડે,
કહે છે બધા થઈ ગયું પ્યાર જેવું.

અહીં આંસુઓ છે, અહીં છે ખુશાલી,
વિરહ છે, મિલન છે, અહીં જીંદગી છે,
નથી આવતો જા પ્રભુ! તારા સ્વર્ગે,
નહીં હોય ત્યાં આ સંસાર જેવું.

તમે જીંદગીને બચાવી લીધી છે,
અમે જીંદગીને લુંટાવી દીધી છે,
તમે પૂણ્ય કીધું અનાચાર જેવું,
અમે પાપ કીધું સદાચાર જેવું.

જવાની તો શું, જીંદગીભર અમારે
ખુશીના દિવસ છે મજાની છે રાતો,
જીવન છે અમારૂં દિવાનાનાં જેવું,
મરણ છે અમારૂં સમજદાર જેવું.

અહોભાગ્ય તારૂં, ગઝલગીત દ્વારા
છવાઇ ગયો છે બધે પ્યાર મારો,
હવે રૂપ તારૂ, વિરહનીય ગર્તે
નહી રે' ભટકતુ નિરાધાર જેવુ.

નથી આફતો પૂર્ણ કે હુ જીવી જઉં,
ખુશાલી નથી પૂર્ણ કે હુ મરી જઉં,
સીમાડા હજી મોતના છે અગોચર,
નહીંતર ઉજવતે હું તહેવાર જેવું.

અનાથોના જેવા 'અચલ' કૈંક દુઃખો
વસી મારા દિલમાં, ને આરામ લે છે,
અને જાય ક્યા એ, નથી જેને હોતું
પ્રભુનાં જગતમાંય ઘરબાર જેવું.



## દૂર......દૂર......!

દૂર દૂર દૂર ત્યાં વસુંધરાને આરે,
અનંતને મિનારે,
જાયે નાં દૃષ્ટિ મ્હારી, જાવું ત્યાં મ્હારે........
કોઈ છૂપું છૂપું ત્યાં રહી પૂકારે
મને ત્યાં રહી પૂકારે !
મ્હારા આતમની સાથ વાત માંડે
વારે વારે,
એ અણુજાણી ભોમને ઓવારે
અદીઠને ઈશારે,
જાયે નાં દૃષ્ટિ મ્હારી જાવું ત્યાં મ્હારે........
મ્હારી જીંદગાનીના પેલા કિનારે
જાય હૈયું ઉલ્લાસ હેલકારે
રહું હું તે ક્યાં સુધી આ કિનારે
અંધકારે !........
વાગે કુદરત ને માનવના રાગ એકતારે
ત્યાં રાગ એકતારે,
ચાલે સૌનાં હૈયાની નાડ એક ધબકારે
ત્યાં એક ધબકારે,
એવી સમતાની પારે, દિવ્ય દુનિયાને દ્વારે,
રહીશ જઈને હું મોતને સહારે,
જાયે નાં દૃષ્ટિ મ્હારી, જાવું ત્યાં મ્હારે........
દૂર દૂર દૂર........



## રતન જેવું લાગ્યું

સુમન જેવું લાગ્યું, ચમન જેવું લાગ્યું,
જુવાનીમાં જીવન સ્વપન જેવું લાગ્યું.

અમારી નજર તો હતી વિશ્વગ્રાહક,
અમે જ્યાં ગયા ત્યાં વતન જેવું લાગ્યું.

નિહાળું છું એકીટશે તેથી તમને,
યુગોથી પરિચિત વદન જેવું લાગ્યું.

મને જ્યારે જ્યારે તમે યાદ આવ્યાં;
જીવન ત્યારે ત્યારે કવન જેવું લાગ્યું.

'અચલ' તેથી દિલને દબાવ્યું છે પડખે,
મને રંકતાં એ રતન જેવું લાગ્યું.



## *કોણે વળી કાલ દીઠી રે લોલ......!

તાગ અખોડલે ગૂંથવાને આભના
ફૂલડાં ચૂંટી લાવું રે લોલ.

ને તું કહે તો તારી વેણીમાં
પેલો શશિયર ગૂંથી લાવું રે લોલ.

તારી મેંથીની દામણીને સાટે
દામિનીને દમકાવું રે લોલ.

સંધ્યા ઉષાના સિંદૂરી રંગ
તારા સિંદૂરમાં પૂરાવું રે લોલ.

કાળી કાળી રાતના કાજળ
લોચનિયે આંજવાને લઈ આવું રે લોલ.

---

* આદીવાસી પ્રજાનો જીવનઉલ્લાસ આ ગીતમાં મે વણવા પ્રયાસ કર્યો છે.

ઝલક ઝલકતી શુક્રની તારલી
નથનીએ પહેરાવું રે લોલ.

સાત સાત પાતાળી મોતીડે,
તારું એક જ સ્મિત વધાવું રે લોલ.

તારા એક જ ઉચ્ચારે હું
આભને અવનિ ગીતે ગુંજાવું રે લોલ.

ચૈતર વૈશાખે શીતળ વિંઝણલાં
મલયાનિલનાં વિંઝાવું રે લોલ.

સૂરજ ઠારી દે એવે શિયાળે
હૈયાની હુંફ ઓઢાવું રે લોલ.

આવો આવોને એકતાને આરે
એવાં તે ગીતડાં ગઈએ રે. લોલ.

ઉલ્લાસમાં પળ બે પળ જીવનની
આવોને જીવી જઈએ રે લોલ.

કેવી વિપત્તિ ને કેવી વિટંબણા
કેવું એ સુખ, ચેન કેવું રે લોલ.

ઘેલી એ કલ્પના ઘેલા હૈયાની
જીવન જેવું છે તેવું રે લોલ.

ભવસાગર છે ખારો ખારો
હોય પ્રીતની સરિતા મીઠી રે લોલ.

આજે ભરી લ્યો ઘૂંટડે ઘૂંટડા
કોણે વળી કાલ દીઠી રે લોલ.



## અપ્સરા પામવાના

જમાને જમાને અમે જાગવાના,
બહારોની રંગતને રેલાવવાના.

નથી જેને પડખામાં પ્રેમાળ હૈયું,
અમે તેને પાગલ સમા લાગવાના.

તમે જેને મઝધાર માની ડરો છો,
અમે એનાં પાણીને જઈ માપવાના.

તમે કૈં રૂપાળાં નથી એવાં, તો પણ,
અમોને ગમો છો, અમે ચાહવાના.

બધાંનું મુકદ્દર 'અમલ' રામ જાણે,
અમે શાયરો અપ્સરા પામવાના.



## ચાંદનીની રાત છે.

ચાંદનીની રાત છે,
ચાંદીની રાત છે,
ધોળી ધોળી રાત છે,
આવો, આવો રે પંખિ!
મનની વાતું કરીએ
મનની બે વાતું કરીએ
બે મનની વાતું કરીએ........
પ્રીતિ પિયૂષ છે, હૈયાનાં નામ છે,
આવો ને વારે વારે
ઢાલવીએ ને ભરીએ........

સ્વપ્નોના સાગર છલકે
ઉર્મિના વાયૂ વાયે,
ઊંડી મઝધારે મારાં લોચનિયાં દોડી જાયે,
આવો ને સાથે સાથે ડૂબી ડૂબી તરીએ........
ચાર ઘડીનું ચાદરણું છે,
ચાર ઘડીનું ચાદરણું,

વાશે હમણાં વહાણું
થંભી જાશે મારૂં ગાણું
જીવનની વાટ છે,
અવનીનો ઘાટ છે.
આવો પળ બે પળ ભેગાં મળીએ,
પાછાં ફરીએ........
પંખિ! મનની વાતું કરીએ!

❋

## રૂપાળી,

મારી નજરમાંનું છો રૂપાળી,
આવ, આ દુનિયા દઈએ બાળી.

જીંદગી આડે રસ્તે વાળી
મનને પંપાળી પંપાળી'.

ચાંદની પરવા કોણ કરે છે,
આપ હો સાથે, રાત હો કાળી.

બંધન થઇ ગઈ મારી નજરનું,
રેશમ જેવી લટ . સુંવાળી.

ભાગ્યનું પંખી છૂટે કયાંથી,
હાથમાં રેખાઓની જાળી.

ગીત-ફૂલોની ખોટ મને શું ?
કાવ્ય-ચમનનો હું છું માળી.

અંતે 'અમલ' . દુનિયા રોવાની,
મુજને સંભાળી સંભાળી.



## અંતરના રામને રડાવ ના!

માનવ તારા
અંતરના રામને રડાવ ના!
તારા સથવારા સંતને સતાવ ના........
દુનિયાના લોક તને ભૂંડો કહેશે
ખુદ પાપિયા તને કહેશે પાપી,
હાથે કરીને તારી જાતને કજાત કરી
ચર્ચાને ચાકડે ચઢાવ ના........
અંધારી રાતમાં ને અણજાણી વાતમાં
ભોમિયો એક એ તારો
આંખો બાળીને જેણે અજવાળ્યા પન્થ
એની આંખલડીમાં આંગળી ભરાવ ના........
યુગ યુગનો મેઘ તારા મનથી ઉલેચી
એણે ચંદનનાં છાંટણાં છાંટયાં
હૈયાની વાડકીમાં ઝેર નાં ઘૂંટ હવે
પોઢેલા પાનને જગાવ ના........
તારાં સુખથી એ સુખી, દુઃખથી દુઃખી
એ તારો જનમ જનમનો રાગી........
જોઈ લે તું જ એને અંતરમાં ભડભડતો
પ્રીતિનાં પારખાં કરાવ ના........



## ખોવાયલું બાળક

શોધે એનો બાળ
માવડી શોધે એનો બાળ,
બાવરી શોધે એનો બાળ !
ઢળતી પડતી કાયા લઈને
અરમાનો કચડાયા લઈને
મોંઘી મોંઘી માયા લઈને
નિસરી લેવા ભાળ........૧
આજે એનું મન ખોવાયુ
આતમનુ ગુંજન ખોવાયું,
ઉંમરભરનુ ધન ખોવાયું
એક હતું જીવન ખોવાયું,
દિપક બૂઝયો આજે ઘરનો
દિનકર ડૂબ્યો આજે ઘરનો,
મોભ તૂટયો આજે ઘરનો
મોહ છૂટયો આજે ઘરનો,
સ્મશાનસમ લાગે ઘર આંગણુ
રોવે શ્વાન શિયાળ........૨
ઘર ઘર જોયું, હારે જોયું
નદી નવાણા, ઘાટે જોયું,
વન વગડાની વાટે જોયું
ભૂખ તરસ ઉકળાટે જોયું,
ગામ ગામનાં ઝાંપે જોયું
ગીધ ઘૂવડની પાંખે જોયું,
વેરી જનની આંખે જોયું
વાંઝણીઓની કાંખે જોયું,
જોઈ વળી નિજ કાળ !........૩

એના પ્રિય સખાને પૂછ્યું
રમવાના વડલાને પૂછ્યું,
ફળિયાના મકનાને પૂછ્યું
ગાયનાં વાછરડાને પૂછ્યું,
પૂછી પૂછી ફરી વળી એ
હશે હીરાની પાળ !........

"ક્યાં ફરતો, રમતો હશે ક્યાં!
"રાત દિવસ ભમતો હશે ક્યાં!
"દેતી કોણ હશે મમતવી–
"ભોજન રમતેથી બોલાવી!
"રાતે ગોદમહીં પંપાળી,
"કોણ હશે વાતો કહેનારી
દિન વીતે પણ વિચાર ન છૂટે
બાળ નથી પણ પ્યાર ન છૂટે

રાતના તારલિયાને કહેતી
ઊડતાં પંખિડાંને કહેતી,
પવન કને પાલવ પાથરતી
વનની વાટોને કરગરતી
"ગોતી લાવો, 'વારી લાવો,
"ખોવાયો મુજ લાડકવાયો,
"કોઈ બની હેતાળ!'
માવડી શોધે એનો બાળ
બાવરી શોધે એનો બાળ



## સુમત કદી કદી

જાહેર એમ થઈ ગયાં છાનાં મિલન કદી કદી,
મનમાં છુપાવી ના શકયાં વાતો નયન કદી કદી.

ઓ આસમાનના ધણિ ! એવું કદી કદી બને,
તારી ધરા કદી કદી, મારું ગગન કદી કદી.

જીવન સફળ થનારનું મૃત્યુ સફળ ન થાય પણ,
મઝધારથીય હોય છે કાંઠો ગહન કદી કદી.

મારી રૂપાળી નાવનો નોખો દમામ જોઈને,
સાથે થઈ ગયો હતો સામો પવન કદી કદી.

એ રીતે સાચવી લીધી ઉપવનની આબરૂ અમે,
કંટકને પણ સહી લીધા સમજી સુમન કદી કદી.

મારા વિરોધીઓ ભલા ! આ વાતથી અજાણ છે,
મારી શકાય છે મને થઈને સ્વજન કદી કદી.

જીવનતણા પ્રવાસનો લાગ્યો ન થાક એ રીતે,
ખોયાં સ્વપન કદી કદી, સર્જ્યાં સ્વપન કદી કદી.

એકે રૂપાળું મુખ અહીં જ્યારે નથી હું ભાળતો,
નિરખી લઉં છું હું 'અચલ' મારૂં વદન કદી કદી.



## સતાવે છે

કદી અમને હસાવે છે, કદી અમને રડાવે છે,
ખુદા ! તારૂં જ અર્પેલું હૃદય અમને સતાવે છે.

તમારાં રૂપ આડેથી જરા સરક્યો હશે પરદો,
નહીંતર કેમ વારંવાર નભમાં ચાંદ આવે છે !

ઘમંડી રૂપને જઈને એટલું કહી દો,
ધીરજ મારી મહોબતની સમયે પણ હસાવે છે.

'અચલ' અંધારી રજનીને ખૂણે રડનાર શું જાણે !
અમારાં સ્મિત વિણીને ગગન મોતી . મઢાવે છે.



## તમારાથી

તમારા રુપને શું કામ સરખાવું હું ચાંદાથી,!
નથી કોઈજ મારે મન વધુ સુંદર તમારાથી !

સદા રંગો મળી રે'છે તમારા ચિત્રને માટે,
કદી ઉપવનનાં પુષ્પોથી, કદી નભના સિતારાથી.

અમારો ભેદ એ સાકી ! જરા દુનિયાને કહી દેજે,
ઘણી વેળા અમે ઠારી છે દિલની આગ જવાળાથી.

સ્વીકારે કેમ નાં ઈશ્વર અમારી ભેટ એ પંડિત,
હૃદયને ધોઈ નાંખ્યું છે અમે અશ્રૂની ગંગાથી.

'અચલ' તેથી અમે ડુબી ગયા મઝધારમાં જઈને,
નથી મળતાં કદી મોતી કિનારા પર ભટકવાથી.

